॥ શ્રીહરિ વિજયતેતરામ્ ॥

# मोक्षमार्गप्रदिप.

भाग १ लो.

સ્વર્ગસ્થ

જોશી હરિભાઇ જીણાના સ્મરણાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર.
જોશી લજાશંકર હરિભાઇ પાંધી,
બુધવાર ૧૮૬ પૂના સિટી.

મુદ્રક,
શંકર નરહર જોશી, ચિત્રશાળા પ્રેસ,
૧૦૨૬ સદાશિવ પેઠ, પૂના સિટી.

ભક્તિ વિષયપર પુર્ણશ્રદ્ધા રાખનાર સજ્જનોને
વિના મૂલ્યે ભેટ.

સં. ૧૯૮૦, ભાદ્રપદ વદી ૧૪.

પ્રત ૧૦૦૦.

# "શ્રીપતિ" ની સ્તુતિ.



( રાગ—સારંગ )

ધરૂં નિત્ય ધ્યાન, હરિ દીન બંધુ;
વરાનન વિકસ, વિભુવર વંદુ ......ધ૦

તિલક ભાળ કમળ માળ. છે પ્રવાળ અધર
ધર્યું છે પિતાંબર, હરિ દીન બંધુ. ......વરા
ચતુર્ભુજ તેજ પુંજ, ચરણ યુગ આ અનુજ; (
દયાના નિધી છો, હરિ દીન બંધુ. ......વરાનન—
જગતતાત, જગતમાત, કરનિપાત સર્વ પાપ; (૨)
રમાના પતિ છો, હરિ દીન બંધુ ......વરાનન—
ભુવિશાળ સત્યપાળ, દુઃખ ટાળ હે દયાળ ! (૨)
નમું છું કૃપાળુ, હરિ દીન બંધુ. ......વરાનન—



# પ્રાસંગિક બોલ

अन्न दानात्परंनास्ति विद्यादानमतः परम् ॥
अन्ने न तत्क्षणात् तृप्तिर्यावज्जीवतु विद्यया ॥

અર્થ—અન્નદાનથી કોઈ દાન મ્હોટું નથી; પણ વિદ્યાદાન તો તેથી વધારે મ્હોટું છે, કેમ કે અન્નથી તો તાત્કાલ (થોડીવાર) તૃપ્ત થાય છે અને વિદ્યાથી આખા જીવન પર્યંત તૃપ્તિ થાય છે.

"સારા માઠાં પ્રસંગોમાં વ્યર્થ ખર્ચો કરી જુના રીવાજો મુજબ ચાલવાં કરતા ધર્મના પુસ્તકો છપાવી જનસમાજમાં વિના મૂલ્યે ભેટ આપવા તેમજ નવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુ કરતાં શ્રેષ્ઠ ગણાય" એજ નિયમને અનુસરી આ પુસ્તક લખવાનુ મે સાહસ કર્યું છે. પ્રાચીન મુનિઓનો નિત્યનો સર્વોત્તમ બોધ એવો છે કે, જીવતનો ઉપયોગ એવી રીત કરવો કે, વ્યવહારકુશળ વા વિચારકુશળ મનુષ્ય એમ માને નહિ કે, આ જીવતર કષ્ટમય અને વ્યર્થ છે. આવા વિચારની સુદૃઢતાથી પ્રેરણા કરનારા અને સદ્બુદ્ધિની વૃદ્ધિ કરનારા ધર્મના અનેક ગ્રંથો મહાત્માઓથી રચાયલા છે, તેવી રીતે આ લઘુ પુસ્તક "મોક્ષમાર્ગ પ્રદિપ, નામનું આજે હું આપ ભાઇઓ સમક્ષ મુંકુ છું આશા છે કે તે માન્ય થશે પરમાત્માને પ્રાપ્ત કરવાનું સર્વોત્તમ સાધન ભકિતથી શ્રેષ્ટ અન્ય નથી. તેજ સિદ્ધાંત સદર પુસ્તકમાં પ્રતિપાદન કરેલો છે. શિવાય પ્રાણીનો જન્મ વર્ણન, નરદેહ પ્રશંસા, કામાસકત પુરૂષોને ઉપદેશ, સદ્ગુરૂનાં પવિત્ર બોધવચનો વિગેરે વિષયોનો ટુંકમાં સમાવેશ કરેલો છે. આ પુસ્તકનું હમેશાં પ્રાતઃકાળે સ્મરણ કરવાથી આપને આપનાં કલ્યાણનું સાચું સોપાન મળી

આવશે. પુસ્તકમાં શ્રીહરિસ્મરણ તથા સદ્દર્તન વિષેજ લખવામાં આવ્યું છે. મારા મત પ્રમાણે આ ચાલુ જમાનામાં સારાં ધાર્મિક પુસ્તકો શકિત અનુસાર છપાવી જનસમાજમાં ભેટ તરીકે આપવાથી ધર્મ વિષે જરૂર ભાઇઓની લાગણી વધશે. સદર પુસ્તકમાં ઉપદેશામૃત જુદાં જુદા પુસ્તકોમાથી ચુંટી કાઢેલાં છે, પ્રસંગાનુસાર તેવાં પુસ્તક કર્તાઓનો હું આભાર માનુ છું. આ પુસ્તક કોઇ સંપ્રદાય વિરૂદ્ધ પડતું નથી તેથી તેનો લાભ સહુ કોઇ સરખો લઈ શકે તેમ છે. મારી સર્વે ભાઇઓ પ્રત્યે નમ્ર વિનતી છે કે આ પુસ્તક હમેશાં વાંચી તેનુ મનન કરશો તો આપનો હું ઉપકાર માનીશ. પુસ્તકમાં થતી ભુલચુક માટે ક્ષમા યાચું છું.—**सुज्ञेषु किंबहुना !**

આપનો કૃપાકાંક્ષી.

**જોશી લજાશંકર હરિભાઇ પાંધી**

ના સાષ્ટાંગ પ્રણામ.

॥ શ્રીહરિ વિજયતેતરામ્ ॥

# मोक्षमार्गप्रदिप.



## भाग १ लो.

### પ્રાણીનો જન્મવર્ણન.

કપિલ કહે છે કે—જીવ ઇશ્વરે પ્રેરેલા પૂર્વજન્મનાં કર્મને લીધે શરીર ધારણ કરવા માટે પુરૂષના વીર્યના કણનો આશ્રય કરીને, સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરે છે. અને ત્યા આગળ એક રાત્રિ વીત્યા પછી તે વીર્ય સ્ત્રીના લોહીના સાથે મળીને ડોળું થાય છે, દશ દિવસો વીત્યા પછી બોરના જેવી માસની પેસી, બંધાય છે. અને તે જો પક્ષી વિગેરે બીજી યોનિમા હોય તો તેમાંથી ઇંડું બંધાય છે. એક મહિને માથું બંધાય છે, બે મહિના પછી હાથ પગ વિગેરે અંગોના વિભાગો બધાય છે. ત્રણ મહિને નખ, રૂવાડાં, હાડકા, મર્મસ્થળ, લિંગ તથા છિદ્રો ઉત્પન્ન થાય છે, ચાર મહિને સાત ધાતુઓ ઉત્પન્ન થાય છે, પાંચ મહિને ભુખ તથા તરસ લાગવા માંડે છે, છ મહિને જીવ ઓળથી વિંટાઇને પેટની જમણી કુખમાં ફરકવા માંડે છે એને માતાએ ખાધેલાં અન્નોથી તથા રસોથી તેની ધાતુઓમાં વધારો થાય છે તથા તે જીવ જેમાં અસંખ્યાત જીવડાઓ હોય છે એવા એક અરૂચી ઉત્પન્ન કરનારા વિષ્ટા મૂત્રના ખાડામાં સુઇ રહે છે તેનુ શરીર કોમળ હોવાથી શરીરમાં રહેનારા ભૂખ્યા કીડાઓ બટકાંભરી ભરીને, તેનાં આખાં શરીરને ધાવાળું કરી મૂકે છે. તેથી જીવ વારવાર મહા-દુઃખી થઇને મૂર્છા ખાય છે. માતાના ખાવામાં આવતા કડવા, તીખા,

ઉના, ખારા, લુખા, તથા ખાટા વિગેરે પદાર્થો અડકવાથી જીવને આખા શરીરમાં પીડા થાય છે. જીવ ઉપરના ભાગમાં ઓળથી તથા આતરડાંઓથી વિંટાયલો હોય છે, તથા તેની પીઠ તથા ડોક વાંકી વળી ગયેલી હોય છે અને તે જીવ પોતાનું મસ્તક પેટમાં ઘાલીને તે ગર્ભમાં પડયો રહે છે. તે પાંજરામાં પુરાયલા પક્ષીની પેઠે પોતાનાં અંગોને હેરવી ફેરવી શકતો નથી, શ્વાસ લઇ શકતો નથી અને ઘણા દિવસ સુધી ગર્ભમાં રહે છે. ત્યાં રહેતાં રહેતાં તેને સર્વ જન્મોની સ્મૃતિ થાય છે. તેથી સેંકડો જન્મોમાં કરેલા કર્મો ને સંભારે છે. તેથી તેને સુખ તો કયાંથીજ મળે? સાતમે મહિનેથી જીવને જ્ઞાન થાય છે. તો પણ જીવ ધ્રુજે છે અને તેજ વિષ્ટાના એક કીડાના જેવો તે જીવ પ્રસવ કરનારા પવનને લીધે એક ઠેકાણે રહી શકતો નથી, પણ પેટમાં ફર્યા કરે છે. દુઃખી થતા, ફરીવાર ગર્ભ વાસ કરનારને માટે ભય પામતો અને સાત ધાતુઓથી વિંટાયલો તે જીવ બે હાથ જોડીને જેમણે પોતાને ઉદરમાં નાંખેલો છે એવા પરમાત્માની વિહ્વળવાણીથી પ્રાર્થના કરતો સ્તુતિ કરે છે

શરણાગત એવા જગતની રક્ષા કરવા માટે પોતાની ઇચ્છાથી અનેક અવતાર ધારણ કરનારા શ્રીહરિનાં સર્વત્ર નિર્ભય અને પૃથ્વી ઉપર ચાલતાં ચરણારવિંદને હું શરણે જાઉ છું. જે ભગવાને મને પામીને આવી ગર્ભવાસરૂપી ઘટતી ગતિનાં દર્શન કરાવ્યા છે. આ માતાનાં ઉદરમાં પાંચ મહાભૂત, દશ ઇંદ્રિયો તથા અંતઃકરણરૂપ માયા (દેહ) નો આશ્રય કરીનેજ જાણે હું કર્મોથી બંધાઇ ગયો હોઉં, તેવી રીતે રહ્યો છું. તે હું ધગધગતા હૃદયમાં જણાતા, શુદ્ધ, વિકાર વિનાના અને અખંડ જ્ઞાનમૂર્તિ, એવા આપને નમું છું, હું આ પાંચ ભૂતોથી રચેલા શરીરથી રહિત શુદ્ધ છું. વળી હું ઇંદ્રિય, સત્વાદિક ગુણો, વિષયો તથા ચિદાભાસ રૂપે થએલો છું, તે હું શરીરવડે, જેનો મહીમા અખંડ છે એવા પ્રકૃતિ–પુરૂષના નિયંતા અને સર્વજ્ઞ એવા

આપ પરમાત્માને પ્રણામ કરૂં છું. સ્વસ્વરૂપનું સ્મરણ જેની માયાથી નાશ પામે છે ત્યારે ઘણા ગુણો તથા કર્મોથી બંધાયલા આ સંસારના માર્ગમાં ઘણા કષ્ટથી ભટકતો આ જીવ પરમાત્માના અનુગ્રહ વિના બીજી કઇ યુક્તિથી ફરીને પોતાનાં સ્વરૂપને પામે? મને હમણાં જે ત્રણ કાળનું જ્ઞાન આપનાર કોણ છે! તે જ્ઞાન આપનાર સ્થાવર જંગમાત્મક જગતમાં અંતર્યામીરૂપે રહેલા એક આપ ઈશ્વરજ છો, માટે જીવની પદવીને અનુસરનારા અમે ત્રણ તાપ નિવારવા માટે આપ ઇશ્વરનું ભજન કરીએ છીએ. માતાના શરીર રૂપી ગુફામાં લોહી, વિષ્ટા તથા મૂત્રના ખાડામાં પડેલા, શરીરથી, બહુજ દુ:ખી થતા અને તેમાંથી નિકળવા માટે પોતાના મહિનાઓની ગણત્રી કરતા કરતા આ દીનબુદ્ધિના જીવને હે ભગવાન! તમે આ નરકના ખાડામાંથી કયારે બહાર કાઢશો? હે ઇશ્વર! જે આપ મહા-દયાળુએ આ દશ મહિનાના પ્રાણીને આવું જ્ઞાન આપ્યું છે, તે દીનાનાથ એવા આપ પોતાના કરેલા ઉપકારથીજ પ્રસન્ન થજો. કારણ કે આપના ઉપકારનો બદલો કયો પુરૂષ હાથ જોડયા સિવાય બીજી વસ્તુથી વાળી શકે? બીજાં પશુ, પક્ષી આદિ જીવ પોતાનાં શરીરનાં માત્ર સુખ દુ:ખનેજ જાણે છે, પણ હું તો શમદમાદિક ધારી છું તથા આપે આપેલા જ્ઞાનવડે ભોક્તા રૂપની પેઠે અપરોક્ષ દેખાતા પુરાણપુરૂષને શરીરની બહાર તથા અંદર પરિપૂર્ણ રીતે જોઉં છું. હે ભગવાન્! હું ઘણા દુ:ખદાયી ગર્ભવાસમાં વસું છું, છતાં પણ તે ગર્ભમાંથી બહાર નિકળવાની ઇચ્છા કરતો નથી. કારણ કે ગર્ભની બહાર સંસારરૂપી અંધારા કૂવામાં પડેલા જીવને આપની માયા વળગે છે, તેની પાછળ દેહાભિમાન થાય છે અને તેની પાછળ સ્ત્રી, પુત્રાદિકનો સમુદાય પણ તેને વળગે છે, માટે હું ગર્ભ-માંજ રહીને ધીરજથી આપણા ચરણારવિંદને હૃદયમાં ધારણ કરીશ. બુદ્ધિરૂપ સારથિવડે હું મારા આ આત્માનો આ સંસારમાંથી ઉદ્ધાર

કરીશ, કે જેથી અનેક ગર્ભમાં વાસ કરવારૂપી આવું દુ:ખ ફરી મને પ્રાપ્ત થાય નહીં. આ પ્રમાણે વિચારો કરી સ્તુતિ કરતા દશ મહિનાના જીવને ઉદરમાંથી બહાર કાઢવા માટે પ્રસુતિનો પવન તુરત ઊંધો નાંખીને, તેને બહારના ભાગ તરફ ઠેલે છે. એટલે તે જીવ પવનના ઠેલાથી એકાએક આતુર થઇ જાય છે, શ્વાસ લેતા બંધ પડી જાય છે, તેની સ્મૃતિ પણ નાશ પામે છે અને તે જીવ નીચું મસ્તક કરીને મહાદુ:ખે ઉદરમાંથી બહાર નિકળે છે. ભૂમિ ઉપર લોહીમાં તથા મૂત્રમાં પડયો રહે છે, નરકના કીડાની પેઠે જમીન ઉપર આળોટે છે તથા જ્ઞાનનો નાશ થવાથી વિપરીત ગતિને પામીને બહુજ રડયા કરે છે. પારકી ઇચ્છાને ન જાણનારા મનુષ્યો તે જીવનુ પોષણ કરે છે અને જીવ પોતાને ન ગમતી વસ્તુ મળે છે, છતાં પણ તે વસ્તુની ના કહી શકતો નથી. માખીઓ તથા માંકડ વિગેરેથી દૂષિત થએલા અપવિત્ર ખાટલામાં સુવાડેલો તે જીવ પોતાના શરીરને ખજવાળી શકતો નથી, તેમ ઉઠી બેસી શકતો નથી. ઘણી કીડીઓ જેમ એક કીડાને વિંટીને તેને કરડે છે તેમજ ડાંસ, મચ્છર તથા માંકડ વિગેરે જીવડાંઓ રડતા, જ્ઞાન વિનાના તથા કાચી ચામડી વાળા તે જીવને ડંખે છે. આ પ્રમાણે બાલ્યાવસ્થાનાં દુ:ખો ભોગવ્યા પછી પૌગંડ અવસ્થામાં વિદ્યાભ્યાસ વિગેરેનાં કષ્ટો સહન કરીને જીવ તરૂણ થાય છે ત્યારે ઇચ્છિત વસ્તુ ન મળવાથી ક્રોધાવેશમાં આવી જાય છે. દેહની સાથે અભિમાન તથા ક્રોધ વધતો જાય છે તથા વિષયાધીન જીવ પોતાનો નાશ કરવા માટે બીજા વિષયાસક્ત મનુષ્યની સાથે લડાઇ કરે છે તથા પાંચ ભૂતોથી ઉત્પન્ન થએલા આ શરીરમાં ખોટો આગ્રહ ધરીને મૂર્ખ અને દુર્બુદ્ધિ વાળો તે પ્રાણી 'હું અને મારૂં, આવો દુરાગ્રહ કર્યા કરે છે. આ પ્રમાણે અવિદ્યા તથા કર્મથી બંધાયલો દેહ વારંવાર ક્લેશ આપતો થકો જન્મ્યા કરે છે; અને જીવ તેને માટે કર્મો કર્યા કરે છે તથા જે કર્મોથી બંધાઇને જન્મ

મરણરૂપ સંસારમાં ભટકયા કરે છે. મનુષ્યના અવતારમાં પણ જીવ જો શિશ્ન તથા ઉદરને માટે ઉદ્યમ કરનારા નીચ લોકો સાથે સંગ કરી, તેઓના માર્ગમાં રહીને ક્રીડા કરે છે. તો તે પ્રથમની પેઠે પાછો નરકમાં પડે છે. જેઓના સંગથી સત્ય, શૌચ, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, યશ, ક્ષમા, શમ અને સામર્થ્યોનો નાશ થાય છે, તે ઉપર કહેલા ક્ષમા વિનાના મૂઢ, દેહ ને આત્મા માનનારા તથા સ્ત્રીઓના સંગથી તથા તેઓના સંગીઓના સંગથી જીવને જેવો મોહ તથા બંધ થાય છે તેવો મોહ તથા બંધ બીજાના પ્રસંગથી થતો નથી. બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇને તેના રૂપ ઉપર મોહીત થઇ ગયા હતા અને હરિણીરૂપ થએલી સરસ્વતિની પાછળ પોતે હરણનુ રૂપ ધારણ કરી, નિર્લજ્જપણે દોડયા હતા. ત્યારે બ્રહ્માના દીકરાના દીકરાઓ એ સરજેલાં મનુષ્યોમાં એક નારાયણ ઋષિ વિના સ્ત્રીરૂપ માયાથી જેનું મન મોહિત થયું નહોય એવો તે કોણ પુરૂષ છે. ? મારી સ્ત્રીરૂપ માયાનું બળ તો જુઓ ? જે માયા દિશાઓનો વિજય કરનારા વીર લોકોને પણ કેવળ પોતાની ભ્રુકુટીના મરોડવડે પોતાના પગતળે દબાવે છે. માટે યોગસિદ્ધિના સામા પારને પામવાની ઇચ્છા રાખનારા તથા મારી સેવા કરવાથી જેઓને આત્મ જ્ઞાન મળ્યું હોય તેવા પુરૂષોએ કોઈ પણ દિવસ સ્ત્રીઓનો સંગ કરવો નહીં કારણ કે જે સ્ત્રીઓ યોગીને માટે નરકનું દ્વાર કહેવાય છે, દેવે નિર્માણ કરેલી સ્ત્રીરૂપ માયા ધીરે ધીરે પાસે આવતી હોય તેને ખડથી ઢંકાયલા કુવાની પેઠે પોતાના મૃત્યુરુપ જાણવી–તેમજ સ્ત્રીના સંગથી સ્ત્રીપણાને પામેલો જીવ પણ પતિરૂપ મારી માયાને મોહથી ધન, સંતાન તથાઘર આપનારી માને છે, પરન્તુ પારધીનું ગાયન જેમ હરણનું મૃત્યુ નિપજાવે છે, તેમ તે સ્ત્રીને પણ દૈવયોગથી પતિ, છોકરાં તથા ઘરના રૂપમાં આવી મળેલું પોતાનું મૃત્યુ સમજવું. પોતાની ઉપાધીરૂપ લીંગ શરીરવડે જીવ એક અવતારમાંથી બીજા

અવતારમાં પ્રવેશ કરે છે. અને તે અવતારનાં કર્મોનો ઉપભોગ કરતાં સહાય બીજાં કર્મો કર્યાં કરે છે. લિંગ શરીર તથા તેને અનુસરનારાં પાંચ ભૂતો, ઈંદ્રિયો તથા મનના વિકારરૂપ આ સ્થૂલ શરીર જ્યારે કર્મ કરવાને અયોગ્ય થઇ પડે છે, ત્યારે તેનું મરણ થયું કહેવાય છે અને તેમાં કાર્ય કરવાની યોગ્યતા આવે છે ત્યારે તેનો જન્મ થયો કહેવાય છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ વિગેરેને સાક્ષાત્કાર કરનારાઓ ભોગાતનરૂપ સ્થૂલ દેહ જ્યારે દ્રવ્યનાં રૂપદિક જોવાને અયોગ્ય થાય છે ત્યારે તેનું મરણ થયું કહેવાય છે. કારણ કે તેમાં આત્માનું અભિમાન શમી જાય છે અને તેથી દેહનો પણ નાશ થાય છે અને જ્યારે પાંચભૌતિક આ સ્થૂલ દેહવડે પદાર્થો જોવામાં આવે છે, ત્યારે 'આજ હું છું; આવા અભિમાનને લીધે દેહનો જન્મ થયો કહેવાય છે. જ્યારે નેત્રનાં ગોલક કાચ તથા કમળના દોષથી વસ્તુનું ખરૂં રૂપ અયોગ્ય થઇ પડે છે ત્યારેજ ચક્ષુષ ઈંદ્રિય પણ દ્રવ્યનાં રૂપાદિક જોવા માટે અયોગ્ય થઇ પડે છે અને જ્યારે નેત્ર ગોલક તથા નેત્રેંદ્રિય બન્ને રૂપાદિક જોવાને અયોગ્ય થઇ પડે છે ત્યારે દ્રષ્ટા એવા જીવમાંથી પણ જોવાપણા રૂપી યોગ્યતાનો નાશ થાય છે. આપ્રમાણે સ્થુલ દેહ પોતાનું કામ કરી શકતો નથી ત્યારેં લિંગદેહ પણ પોતાનું કામ કરવાને અયોગ્ય થઇ પડે છે; અને જ્યારે સ્થૂલ શરીર તથા લિંગદેહ પણ પોતાનું કાર્ય કરવાને અયોગ્ય થઇ પડે છે ત્યારે જીવ પણ પોતાનું કામ કરવા માટે અયોગ્ય થઇ પડે છે, તેને મરણ કહે છે; પરંતુ જીવનો વસ્તુતાંએ વિનાશ થતોજ નથી. આ પ્રમાણે વસ્તુતાએ જીવનો જન્મ મરણ થતું નથી. એમ સમજીને ધીર પુરૂષે મરણથી ભય પામવો નહીં. સુખ દુઃખાદિક પ્રારબ્ધાધીન છે, એમ માનીને દીનતા કરવી નહીં તેમ પુત્રાદિક પણ નાશવંત છે, એમ જાણીને

તેમાં આસક્તિ રાખવી નહી; પરંતુ આ જીવ અદાહ્ય અને અછેદ્ય છે, આમ જીવનું સ્વરૂપ જાણીને સંસારના સર્વ પદાર્થો ઉપરથી આસક્તિ ઉઠાડી લઇ, આ સંસારમાં ફરવું, તથા યથાર્થ વિચાર કરનારી અને યોગ તથા વૈરાગ્યને ધારણ કરનારી યથાર્થ બુદ્ધિ વડે માયાથી રચાયલા આ મિથ્યા સંસારમાં દેહના અભિમાનનો ત્યાગ કરીને ફરવું.

---

## ૨
## જીવનીસંસારની સ્થિતિ.

કાળ સર્વને ચલાયમાન કરે છે. તોપણ વાદળાંઓની પંક્તિ જેમ બળવાન્ વાયુના પરાક્રમને જાણતી નથી તેમ મનુષ્ય બળવાન્ કાળના મહાપરાક્રમને જાણતો નથી મનુષ્ય સુખને માટે દુઃખ સહન કરીને જે જે વસ્તુ મેળવે છે તે તે સર્વ વસ્તુનો કાળ નાશ કરે છે અને મનુષ્ય તે પદાર્થોને માટે શોક કરે છે. સ્ત્રીપુત્રાદિકસહિત આ દેહ નાશવંત છે, છતાં પણ તેના સંબંધમાં આવેલાં ઘર, ક્ષેત્ર, ધન વિગેરે પદાર્થોને દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય મોહથી નિત્ય માને છે અને તેનો વિયોગ થતા તેનો શોક થાય છે. જીવ, આજગતમાં જે જે યોનિમાં અવતરે છે તે તે યોનિમાં સુખમાની લે છે, તેથી તેને જન્મ ઉપર વૈરાગ્ય આવતો નથી. જીવ નરકમાં પડયો હોય તોપણ નારકી સુખ મળવાને લીધે દેવની માયાથી મોહિત થઇને તે નારકી દેહ ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી દેહ, સ્ત્રી, પુત્ર, ઘર. પશુ. ધન તથા બંધુઓમાં મનની દ્દઢ આસક્તિ બંધાવાથી તે પોતાના આત્માને કૃતાર્થ માને છે. અને તે સ્ત્રીપુત્રાદિકના ભરણ પોષણની ચિંતાથી જેનાં સર્વ અંગો બળ્યા કરે છે એવો દુર્બુદ્ધિ મૂઢ મનુષ્ય, નિત્ય પાપકર્મ કર્યા કરે છે. સ્ત્રીઓ વ્યભિચારિણી હોય, છતાં પણ તેઓ સ્ત્રી એકાંતમાં રચેલી માયાવડે તથા કાલુ કાલુ બોલનારાં બાળકોનાં

મધુર ભાષણોવડે પુરૂષનું મન તથા ઇંદ્રિયો સ્ત્રીપુત્રાદિક તરફ ખેંચાયા કરે છે. વળી જેમાં કુળ કપટ રહેલાં છે તથા જેમાં દુ:ખો મુખ્ય રહેલાં છે એવા ઘરમાં રહેનારો ગૃહસ્થ દુ:ખ દૂર કરવાના ઉપાય; કરતો થકો, દુ:ખોને પણ સુખના જેવું માની લે છે તથા બીજાઓને મોટી પીડા કરી ચારે તરફથી ધન સંપાદન કરીને તેઓનું પોષણ કરે છે, તેઓના ખાતાં બાકી બચેલા ઉપર પોતાની આજીવિકા કરે છે અને અંતે તેઓનું પોષણ કરતાં કરતાં પોતે નરકમાં પડે છે. ઉપર કહેવા પ્રમાણે આરંભેલી આજીવિકા વારવાર તુટી જાય છે ત્યારે લોભ વશ થયેલો પુરૂષ શક્તિરહિત થઇને પરના ધનની ઇચ્છા કરે છે; અને કુટુંબનું ભરણ પોષણ કરવાને અશક્ત થઇ પડેલો મંદ ભાગ્યવાળો તે પુરૂષ જે જે ઉદ્યમ કરે છે તેમાં નિષ્ફળ નિવડે છે, અને ધનરહિત થઇ પડે છે ત્યારે તેની બુદ્ધિ નાશ પામે છે. તે પછી તે મનુષ્ય ચિંતા કરતો કરતો નિસાસા નાંખ્યા કરે છે. આપ્રમાણે જ્યારે તે પુરૂષ પોતાના કુટુંબનુ ભરણ પોષણ કરવામાં અશક્ત થઈ પડે છે, ત્યારે ખેડુતો જેમ અશક્ત થઇ પડેલા ઘરડા બળદનો આદર ભાવ કરતા નથી, તેમજ પેલા અશક્ત થઇ પડેલા પુરૂષનાં સ્ત્રીપુત્રાદિક પણ તે પુરૂષને પ્રથમના જેવો આદર આપતા નથી. આટઆટલું થયા છતાં પણ તે પુરૂષ વૈરાગ્ય પામતો નથી પોતે જેઓનું પોષણ કર્યું હોય છે તેઓ તે અશક્તનું પોષણ કરે છે. ઘડપણને લીધે તેનુ રૂપ બગડી જાય છે તથા પોતે ઘરમાં પડીને મરવા તૈયાર થાય છે. અને અશક્ત થઇ પડેલો તે પુરૂષ અપમાનથી નાંખેલા ટુકડાને કુતરાની પેઠે ખાય છે. રોગથી તેનું શરીર ઘેરાઇ જાય છે, તેની જઠરાગ્નિ મંદ પડી જાય છે, તે અલ્પ આહાર કરી શકે છે અને કામકાજ પણ થોડું કરી શકે છે. વાયુ ઉંચો આવવાથી આંખો બહાર નિકળી પડે છે, નાડીઓ કફથી રૂંધાઇ જાય છે, શરીર ઉધરસથી તથા શ્વાસથી થાકી જાય છે, ગળામાં ઘરક

ઘરડ થવા માંડે છે. આખર તે કાળના પાશને આધીન થઇને મરણુ પથારીએ પડે છે. શોક કરતા સંબંધીઓ ચારે તરફથી તેને વિંટી વળે છે અને સૌ બોલાવે છે તોપણ તે બોલતો નથી. આપ્રમાણે કુટુંબના ભરણુ પોષણમાં લાગેલા ઇંદ્રિયાધીન મનુષ્યની બુદ્ધિ બહુ વેદના થવાથી નાશ પામે છે અને તે કુટુંબીઓને રડતાં મૂકીને મરી જાય છે. તેવખતે યમના બે ભયંકર દૂતો આવીને ક્રોધથી પેલા જીવના તરફ દ્રષ્ટિ કરે છે. પેલો જીવ તે યમના દૂતોને જોઇને મનમાં ડરી જાય છે અને ઝાડો તથા પેશાબ કરવા માંડે છે. ત્યાર પછી રાજાના સીપાઇઓ જેમ અપરાધીને પકડીને લઇ જાય છે, તેમ યમના દૂતો યમલોકની પીડા ભોગવવાના દેહમાં તે જીવને નાંખે છે, અને પરાણે તેના ગળામાં પાશ નાંખી, તેને બાંધી યમલોકમાં લઇ જાય છે. રસ્તે જતાં યમના દૂતો તેનો તિરસ્કાર કરે છે, તે વખતે તેનું હૃદય ભેદાઇ જાય છે અને તે કંપવા માંડે છે. યમલોકના માર્ગમાં કુતરાઓ તેને ફાડી ખાય છે. તે વખતે તે આતુર થઇને પોતાના પાપને સંભારે છે. માર્ગમાં જીવ ભુખ તથા તરસથી ઘેરાઇ જાય છે, બળબળતો રેતીવાળા માર્ગમાં સૂર્યના તાપથી, દાવાનળથી તથા પવનના ઝપાટાથી પીડા પામે છે. તેના વાંસામાં ચાબૂકનો માર પડે છે અને તે અશકત થયા છતાં પણુ તેને આશ્રય વિનાના અને પાણી વિનાના માર્ગમાં મહા કષ્ટથી ચાલવું પડે છે. રસ્તે ચાલતાં ચાલતાં તે જીવ થાકી જાય છે, જ્યાં ત્યાં પડી જાય છે, મૂર્છિત થાય છે, ફરીને પાછો ઉભો થાય છે. આરીતે યમના દૂતો તે પાપીને તેના અજ્ઞાનને લીધે અંધકારવાળા પાપના માર્ગે થઇ યમ લોકમાં લઈ જાય છે. યમના દૂતો તે જીવને ત્રણુ મુહૂર્તમાં અથવા તો બે મુહૂર્તમાં નવાણુ હજાર યોજનોનો માર્ગ ચલાવીને આગળ ઘસડી જાય છે અને તે જીવ યમલોકમાં રહીને ત્યાંનાં દુઃખો ભોગવે છે. યમદૂતો ત્યાં આગળ તે જીવનાં શરીરોને બળતાં લાકડાંઓથી

વિંટાળીને સળગાવી દે છે, કોઇ ઠેકાણે પોતે કાપેલું અથવા તો પારકાએ કાપી આપેલુ પોતાનું માંસ ખાવું પડે છે. વળી યમ-લોકમાં કુતરાઓ અને ગીધ પક્ષીઓ તે જીવતાજીવના શરીરમાંથી આંતડીઓને બહાર ખેચી કાઢે છે. સર્પ, વિંછી, ડાંસ વિગેરે ત્યાં તેને કરડે છે, તેથી તેના શરીરમાં પીડા થાય છે. વળી ત્યાં તે જીવના શરીરમાં કટકે કટકા કરવામાં આવે છે, હાથી વિગેરેની પાસે તે જીવને મરાવી નાંખે છે, પર્વતનાં શિખરો ઉપરથી તેને નીચે નાંખી દે છે, પાણીમાં ડૂબાડી રાખે છે અથવા ખાડામાં ઉતારીને પૂરી મૂકે છે. પુરૂષ તથા સ્ત્રી પરસ્પર સંગ કરવાથી તામિસ્ત્ર, અંધ-તામિશ્ર તથા રૌરવ વિગેરે નરકોનાં દુઃખો ભોગવે છે, કારણકે તેઓને માટે તે દુઃખો નિર્માણ કરેલાં છે. સ્વર્ગ તથા નરક આ લોકમાં છે એમ વિદ્વાનો કહે છે, અને જે નરકની પીડા ઓછે તે આ લોકમાં જોવામાં પણ આવે છે. ઉપર પ્રમાણે કુટુ બનુ પોષણ કરનારો અથવા તો પોતાનું પેટ ભરનારો મનુષ્ય પોતાના દેહને તથા કુટુંબને બંનેને આ જગતમાંજ મૂકીને મરણ પામે છે અને પછી કર્મ પ્રમાણે તેનું ફળ ભોગવે છે. જીવ પ્રાણીઓનો દ્રોહ કરીને પોષણ કરેલો પોતાનો દેહ આ લોકમાં ત્યાગ કરી પાપરૂપી ટીમણનો પોટલો પોતાને માથે બાધીને, પોતે એકલોજ નરકમાં પડે છે. કુટુંબનું પોષણ કરતાં કરતાં દૈવને લીધે આવી મળેલા પાપને નરકમાં ભોગવે છે અને નિર્ધન થઇ પડેલા મનુષ્યની પેઠે દુઃખી થઇ પડે છે. માટે જે જીવ કેવળ અધર્મથીજ પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવામાં ઉત્કંઠા ધરાવે છે, તે જીવ અંધતામિસ્ત્ર નામના છેલ્લા નરકમાં પડે છે અને ત્યાં નરકમાં જેટલી નરકની પીડાઓ છે તે પીડાઓ અનુક્રમે ભોગવી, પવિત્ર થઇને પાછો આ મનુષ્ય લોકમાં અવતાર લે છે.

---

## ૩

## નરદેહ પ્રશંસા.

શુકદેવજી કહે છે કે—દેવતાઓ ભરતખંડમાં જન્મેલાં પ્રાણીઓને માટે આ પ્રમાણે કહે છે કે ઓ હો હે, હો ! ! જેઓએ ભરતખંડમાં ભગવાનની સેવામાં ઉપયોગી એવો મનુષ્યાવતાર લીધો છે, તેઓએ એવું તે શું પુણ્યકર્મ કર્યું હશે ? અથવા તો ભગવાન શ્રીહરિ પોતેજ શું એઓના ઉપર પ્રસન્ન થયા હશે ? કારણ કે અમને પણ એવા અવતારની તો ઇચ્છા થાય છે. કોઈનાથી બની શકે નહીં તેવા યજ્ઞો કરવાથી તુચ્છ એવાં સ્વર્ગનો કદાચ વિજય કર્યો તોપણ એમાં શું લાભ થયો ? કારણ કે જ્યાં આગળ ઇંદ્રિયોને અતિશય સુખ મળવાથી ભગવાન્ નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું જ નથી પણ તે વિસરી જવાય છે. આ સ્વર્ગમાં અવતાર આવવાથી આપણે એક કલ્પ પર્યંત જીવશું. પરંતુ ફરીને પણ આપણો જન્મ થશે માટે તેવા જન્મ કરતા ભરતખંડની ભૂમિમાં અવતાર લઇને અલ્પ સમય આયુષ્ય ભોગવવું એ ઉત્તમ છે. કારણ કે બુદ્ધિશાળી પુરૂષો ભરતખંડમાં મનુષ્ય દેહને લીધે એક ક્ષણમાંજ સર્વ કર્મનો ત્યાગ કરીને શ્રીહરિનાં અભય એવાં ચરણારવિંદને સારી રીતે પામે છે. જ્યાં ભગવાનની કથારૂપી અમૃતની નદીઓ વહેતી નથી, જ્યાં ભગવાનનો આશ્રય કરનારા ઉત્તમ ભક્તજનો હોતા નથી, જ્યાં મહાઉત્સવોવાળી ભગવાન્ નારાયણની પૂજાઓ થતી નથી, તે સ્થાન જો કે બ્રહ્મ લોક હોય તોપણ ત્યાં રહેવું જોઇએ નહીં. જે પ્રાણીઓ જ્ઞાન, જ્ઞાનને માટે ઉપયોગી ક્રિયાઓ અને ક્રિયાઓને ઉપયોગી એવા પદાર્થોથી ભરપૂર એવા મનુષ્યના અવતારને મેળવ્યા છતાં પણ, મોક્ષ, માટે પ્રયત્ન કરતા નથી તેઓ પારધીના હાથમાંથી છૂટીગયેલાં પક્ષીઓ જેમ પાછાં પણ ઝાડ ઉપર ગાફલ થઇને વિહાર કરે તો બંધાઇ જાય છે,

તેમ તે પ્રાણી પણ ફરીને બંધન પામે છે. .અહોહો ! ! ! ભરતખંડના લોકોનું કેટલું મોટું ભાગ્ય છે. કારણ કે લોકો શ્રદ્ધાથી જૂદા જૂદા વિભાગો પ્રમાણે વિધિથી મંત્રો ભણીને ચરૂ તથા પુરોડાશ જુદા જુદા દેવતાઓને અર્પણ કરે છે તે પદાર્થને શ્રીહરિ જે પૂર્ણકામનાવાળા છે તથા જે ને ઇંદ્રાદિકનાં જૂદાં જૂદાં નામોથી બોલાવવામાં આવે છે, છતાં પણ સર્વ કામનાના સ્વામી એવા તે પ્રભુ પ્રસન્ન થઇને તુરતજ ગૃહણ કરે છે. ઉપર કહેલા સકામ પુરૂષો કરતાં નિષ્કામ પુરૂષો વધારે ઉત્તમ છે. કારણ કે ભગવાનની પાસે યાચના કરનારને ભગવાન્ તેની માંગેલી વસ્તુ આપે છે એ વાત ખરી છે, પરંતુ તે પ્રમાણે યાચના કરવાથી ભગવાન્ મોક્ષ આપતા નથી. કારણ કે એક વસ્તુ માગ્યા પછી, ફરીને મનુષ્ય બીજી વસ્તુ પણ માંગે છે. માટે જેઓ નિષ્કામપણે ભગવાનની સેવા કરે છે તેઓની તો ભગવાન્ પોતેજ સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારૂં પોતાનુ ચરણ પલ્લવ ( મોક્ષ ) આપે છે. અમે સ્વર્ગનું જે સુખ ભોગવ્યું છે, તેમાથી જો કંઇ પણ બાકી રહ્યું હોય તો તે ઉત્તમ યજ્ઞના શ્રેષ્ટ ફળને લીધે તથા સારા વ્યાખ્યાનના અને યજ્ઞયાગાદિકના શ્રેષ્ટ ફળને લીધે અમારો જન્મ ભરતખંડમાં થાઓ અને ત્યાં આગળ અમને ભગવાનના ચરણનુ સ્મરણ રહો. કારણ કે જ્યાં પોતાને ભજનારા લોકોનું શ્રીહરિ કલ્યાણ કરે છે.

---

## ૪

## બાલોપદેશ.

આ મનુષ્ય દેહ, જ્ઞાન તથા ભક્તિના એક સાધનરૂપ છે, તેથી તે સર્વ દેહ કરતાં ઉત્તમ છે. જેમ નારકી જીવ મનુષ્યના દેહની ઇચ્છા કરે છે, તેમ દેવતાઓ પણ મનુષ્યના દેહની ઇચ્છા કરે છે. કારણ

કે મનુષ્યનો દેહજ્ઞાન તથા ભક્તિનું એક સાધનરૂપ છે. પણ દેવોને કે નારકીનો દેહ જ્ઞાન તથા ભક્તિનું સાધન નથી. માટે કુશળ પુરૂષે સ્વર્ગ મળે, તેવાં કર્મો કરવાં નહીં, તેમ મનુષ્ય દેહ મળે, તેવાં કર્મો કરવાની પણ ઇચ્છા કરવી નહીં. કારણ કે દેહમાં આસક્તિ થવાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય ચુકી જાય છે, માટે પુરૂષે સાવધાન થઇને આ કલેવર અર્થસિદ્ધિ આપનારૂં છે તો પણ નાશવંત છે, આમ જાણીને ઉપર કહેવા પ્રમાણે દેહને જ્ઞાનના તથા ભક્તિના સાધનરૂપ જાણનારા પુરૂષે મૃત્યુની અગાઉ મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. યમની પેઠે નિર્દય પુરૂષો ઝાડને કાપવા માંડે છે, ત્યારે ઝાડમાં માળો ઘાલીને રહેનારૂં પક્ષી તેના ઉપર આસક્તિ ઉઠાડી, તેનો ત્યાગ કરીને ઉડી જાય છે, તો તે કલ્યાણને મેળવે છે. તેમ દિવસ અને રાત્રિ આપણા આયુષ્યને કાપવા માંડે છે, તે જાણીને ભયથી કંપે, દેહ ઉપર આસક્તિ રાખે નહીં, અને પરબ્રહ્મને ઓળખીને જીવનાદિકની તૃષ્ણાનો ત્યાગ કરે ત્યારે શાંતિ પામે છે. આ મનુષ્યદેહ રૂપી એક ઉત્તમ વહાણ છે, તે સર્વ ફળોને આપનારૂં છે, ઘણુંજ દૃઢ છે, અને કોટી ઉપાયોથી મળે નહીં તેવું છતાં દૈવેચ્છાથી મળ્યું છે, તેમાં ગુરૂરૂપી કર્ણધાર છે અને અનુકુલ પવનરૂપ જે શ્રીહરિ તેનાથી ચાલે છે, આવા વહાણને મેળવીને જે પુરૂષ ભવસાગર તરતો નથી, તેને આત્મહત્યા કરનારો જાણવો.

---

## ૫

## પ્રલ્હાદોપદેશ.

પ્રલ્હાદ—મનુષ્યનો જન્મ, ઇચ્છિત અર્થ આપનારો છે. માટે બુદ્ધિશાળી મનુષ્યે આ લોકમાં બાલ્યાવસ્થામાંથીજ વૈષ્ણવ ધર્મો પાળવા જોઇએ. કારણ કે મનુષ્ય જન્મ દુર્લભ છે. ફરી ફરીને આવતો

નથી અને તે પણ ક્ષણભંગુર છે; માટે ભગવાનના ચરણનું શરણ કરવું, એ યોગ્ય છે; કારણ કે ભગવાન ઈશ્વર સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેઓના મિત્ર છે તથા પ્રિય છે. ભગવાનનુ ભજન સેવન મૂકી ને, જેથી આયુષ્યનો ફોગટ વ્યય થાય છે, એવાં વિષય સુખ માટે પ્રયાસ કરવો જોઇએ નહીં. કારણ કે તે શ્રમ કરવાથી, પરમ કલ્યાણરૂપ ભગવાનના ચરણની પ્રાપ્તિ થતી નથી. હે દૈત્યો! વિષયોનુ સુખ તો દેહ પ્રાપ્ત થવાથી પ્રાણીઓને સર્વ અવતારોમાં મળે છે, માટે વિષયસુખ સારૂં શ્રમ કરવો નહી. સંસારમાં અવતરીને આ મનુષ્ય દેહ જયાં સૂધી પરિપૂર્ણ તથા સમર્થ હોય, તેટલામાં જ્ઞાની પુરૂષે તુરત કલ્યાણને માટે પ્રયત્ન કરવો જોઇએ. ઇંદ્રિયાધીન પુરૂષનું આયુષ્ય સો વર્ષનું કહેવાય છે, તેમાં અર્ધું આયુષ્ય એટલે પચાસ વર્ષ નિષ્ફળ જાય છે. કારણ કે, પુરૂષ તેટલા વર્ષ સૂધી રાત્રે નિદ્રારૂપી મહામોહમા પડી સુઇ રહે છે. વીશ વર્ષ બાળક અવસ્થાના અજ્ઞાનમાં અને કુમાર અવસ્થાની રમતમાં વીતિ જાય છે— વીશ વર્ષ, વૃદ્ધાવસ્થાથી શરીર ઘેરાઇ જવાને લીધે અસમર્થ પણામાં જાય છે—અને બાકીના વર્ષ ઘરની અંદર આસકત થયેલા પ્રમત પુરૂષને કોઇથી ન પૂરી શકાય એવી તૃષ્ણાઓમાં તથા બળવાન મોહમાં ચાલ્યા જાય છે. ઇંદ્રિયને આધીન થએલો કયો પુરૂષ ઘરની અંદર આસકત થએલો અને સ્નેહની મજબૂત પાશોથી બંધાયેલો પોતાના આત્માને છોડાવી શકે છે! વળી જેમ ધન, પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે તથા ચોર, સેવક અને વ્યપારી પોતાના પ્રિય પ્રાણોનો ખર્ચ કરીને જે ધનને મેળવે છે, તે ધનની તૃષ્ણાનો કયો મનુષ્ય ત્યાગ કરે? દીકરાઓ, મનોહર દીકરીઓ, ભાઇઓ, એનો ગરીબ માતા, પિતા, સુંદર એવા ઘણા સામાનથી ભરેલા ઘર, કુળ પરંપરાથી આજીવિકા, ઢોર ઢાંખર, અને સેવકવર્ગને સંભારતો, સ્નેહથી બંધાયેલો, લોભથી જેની તૃષ્ણા પૂર્ણ થઇ નથી એવો, ઉપસ્થ તથા

જીહ્વાના રસનેજ અધિક માનનારો, અપાર મોહથી તેમાં લાગી રહેલો તથા કોશેટાનો કીડો જેમ પોતાનું ઘર બનાવતાં નીકળવાનો માર્ગ રાખતો નથી, તેમ નિત્યકર્મ કર્યા કરતો પ્રાણી, દયા પાત્ર સ્ત્રીના એકાંતસંગનો તથા મનોહર એવા શુભ વિચારોનો કેમ ત્યાગ કરી શકે ? તેમ સબંધીઓનો તથા કાલું કાલું બોલનારાં છોકરાં-ઓના સંગનો પણ કેમ ત્યાગ કરી શકે ? અને કેવી રીતે વૈરાગ્ય પામે ? મદમત્ત થયેલો મનુષ્ય કુટુંબોનું પોષણ કરવાના કામમાં ઓછાં થઇ જતાં આયુષ્યને તથા હણાતા પુરૂષાર્થને જાણતો નથી, પરંતુ તે કુટુંબમાં પ્રીતિ રાખવાથી, સર્વ જગોએ ત્રિવિધતાપથી દુઃખી થયા કરે છે, તોપણ તે તેને દુઃખરૂપ માનતો નથી. જેનું મન નિત્ય ધનમાં લાગી રહેલું હોય છે, એવો ઇંદ્રિયાધીન કુટુંબી મનુષ્ય પરનું ધન હરી લેનારાને આ લોકમાં તથા પરલોકમાં જે દુઃખ થાય છે, તે જાણે છે, તોપણ પોતાની તૃષ્ણા શાંત ન થવાથી પરનું ધન હરણ કરે છે. જ્ઞાની મનુષ્ય પણ એ પ્રમાણે પોતાને વિષે તથા પારકાને વિષે ભેદ દૃષ્ટિ રાખીને પોતાનાં કુટુંબનું પોષણ કરે છે. તે આત્મ-વિચાર કરવાને સમર્થ થતો નથી, પણ તે મૂઢની પેઠે અહંતા મમ-તામાં અટવાયા કરે છે. સ્ત્રીઓ કે જેઓનો સંગ કરવાથી પુત્રપૌત્રા-દિક રૂપી બેડીમાં પડાય છે, તેઓની પાસે વિહાર કરવાના વાંદરા જેવો રાંક થઇને રહેનારો કોઇ પણ પુરૂષ, કોઇક બે, કોઇકોણે પોતાના આત્માને છોડાવવા સમર્થ થતો નથી. માટે વિષયોમાં લાગી રહેલા પ્રાણીઓનો સંગ દૂરથી ત્યાગ કરીને આદિદેવ નારાયણ ભગ-વાનનું ભજન કરો; કારણ કે, સંસારમાંનો સંગ ત્યાગ કરનારા પુરૂષો નારાયણના ભજનનેજ મોક્ષ માને છે. ભગવાન્ નારાયણને પ્રસન્ન કર-નારા પુરૂષને બહુ પરિશ્રમ પડતો નથી, કારણ કે તે સર્વ પ્રાણીઓના આત્મા છે અને આ લોકમાં સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. સ્થાવરથી લઇને બ્રહ્મા સુધીના જીવોમાં, પાંચભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં,

પાંચ મહાભૂતો, ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં તથા મહતત્વાદિ વિકારોમાં, અવિનાશી એવા પરમાત્મા ભગવાન્ ઇશ્વર એકજ છે. એ પરમાત્મા પોતે વસ્તુતાએ એકજ નામ રહિત છે, તોપણ ભોક્તારૂપે વ્યાપક કહેવાય છે ને ભોગ્ય દેહાદિ રૂપે વ્યાપ્ય કહેવાય છે. એ પરમેશ્વરનું સ્વરૂપ કેવળ અનુભવ અને આનંદરૂપ છે અને તેમણે ગુણોને ઉત્પન્ન કરનારી પોતાની માયાવડે પોતાના ઐશ્વર્યને અંતર્હિત કરેલું છે, એમ જાણવામાં આવે છે. માટે આસુરીભાવનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ અને દયા રાખો; કારણ કે દયાથી ભગવાન્ પ્રસન્ન થાય છે અને આદિ એવા અનંત ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કઇ વસ્તુ દુર્લભ રહે ? તોપણ ભગવાનના ચરણની સુધાનેજ સેવનારા અને તેમનુજ ગાયન કરનારા આપણને ધર્મ, અર્થ, કામનું શું પ્રયોજન છે ? કારણ કે તેઓતો પ્રારબ્ધની ગતીથી પોતાનામેળેજ મળે છે માટે મોક્ષની ઇચ્છા રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. ધર્મ, અર્થ તથા કામરૂપી ત્રિવર્ગ આત્મવિદ્યા, કર્મવિદ્યા દંડનીતિ તથા અનેક જાતની આજીવીકા વિગેરે સર્વ વિષયો પોતાના અંતર્યામી ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરવામાં સાધનરૂપ થઇ પડે છે તેઓનેજ સફળ માનવું દુર્લભ એવું આ નિર્મળ જ્ઞાન નરના સખા નારદને નારાયણેજ કહ્યું હતું અને તેજ જ્ઞાન અકિંચન એવા ભગવાનના એકાંતિક ભકતોના ચરણારવિંદની રજમાં જે દેહધારીઓ આળોટે છે, તેઓને પણ થાય છે.

---

# ૬

## ઋષભદેવનો ઉપદેશ.

ઋષભદેવ—દુઃખકારક વિષયો વિષ્ટા ખાનારા ભુંડોને પણ મળે છે, એવા દુઃખકારી વિષયો ભોગવવાને મનુષ્યલોકમાં આ મનુષ્યનો દેહ યોગ્ય નથી. હે પુત્રો ! તમે દિવ્ય એવું તપ કરો, કે જે તપ કરવાથી તમારૂં અંતઃકરણ શુદ્ધ થાય અને અંતઃકરણની શુદ્ધિથી તમને પરબ્રહ્મનું સુખ મળે. મહાત્મા પુરૂષોની સેવા, એજ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો, એ નરકનું દ્વાર છે. જેઓ સમાન ભાવવાળા છે શાંત છે, ક્રોધરહિત છે. હૃદયમાં સ્નેહ રાખનારા છે તથા સદાચારવાળા છે, તેઓને મહાત્મા જાણવા. અથવા તો જેઓ પરમેશ્વરની ઉપરજ પ્રેમભક્તિરૂપી પુરૂષાર્થ કરનારા છે અને દેહના ભરણ પોષણ માટે વ્યવહાર કરનારા લોકો ઉપર તથા સ્ત્રી, પુત્ર અને ધનવાળાં ઘરો ઉપર પ્રીતિ ન રાખનારા, પોતાના દેહના નિર્વાહ જેટલુંજ પ્રયોજન રાખનારા અને તેથી વધારે સ્પૃહા ન રાખનારા પુરૂષોને જગતમાં મહાત્મા જાણવા. પુરૂષ જ્યારે ઇંદ્રયોને પ્રસન્ન કરવા માટે કર્મ કરે છે ત્યારે તે ભાન વિનાનો થઇને અવશ્ય પાપ કર્મ કરે છે અને તે પાપકર્મને લીધે જે દેહ ઉત્પન્ન થાય છે તે દેહ મિથ્યા છે, છતાં પણ દુઃખ આપે છે. માટે વારંવાર પાપકર્મ કરવું એ હું ઠીક માનતો નથી. જ્યાં સુધી પુરૂષ આત્માનું તત્વ જાણવાની ઇચ્છા કરતો નથી ત્યાંસુધી અજ્ઞાનને લીધે તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થતું નથી અને જ્યાંસૂધી ક્રિયાઓ ચાલુ હોય છે ત્યાંસૂધી આ મન પણ કર્મમાં આસક્ત રહે છે અને તેને લીધે જીવને શરીર રૂપી બંધનવડે બંધાવું પડે છે. આ પ્રમાણે જ્યારે અવિદ્યાવડે આત્મસ્વરૂપ ઢંકાઇ જાય છે ત્યારે કર્મ મનને વશ કરે છે. અને મન પુરૂષને કર્માધિન કરી મૂકે છે. માટે પુરૂષ જ્યાંસૂધી વાસુદેવ ભગવાન

વિષે પ્રીતિ કરતો નથી, ત્યાંસૂધી તે દેહના બંધનમાંથી છૂટતો નથી. પોતાનો સ્વાર્થ સાધવામાં મૂઢ એવો વિદ્વાન્ મનુષ્ય જ્યાંસૂધી ઇંદ્રિયોની ચેષ્ટાઓને મિથ્યા જાણતો નથી ત્યાંસૂધી તે એકાએક પોતાના સ્વરૂપને વિસરી જઇને અજ્ઞાની થઈ જાય છે અને જેમાં મૈથુન સુખ મુખ્ય છે, એવા ઘરમાં ભરાઇ બેસીને ત્યાં આગળ અનંત દુઃખો ભોગવે છે. પુરૂષ તથા સ્ત્રી પ્રત્યેકને પોતાનાં દેહનું અભિમાન હોય છેજ, પરંતુ પુરૂષ તથા સ્ત્રી એકઠાં મળીને દંપતી ભાવથી રહેવા માંડે છે, ત્યારે તેઓની વચ્ચે બીજી નવી અભિમાન રૂપી એક દઢ ગાંઠ બધાય છે, આમ વિદ્વાનો કહે છે; અને તે અભિમાનને લીધે પુર, ક્ષેત્ર, પુત્ર, સગાં—સંબંધી તથા ધન વિષે હું અને આ મારૂં આવો મોહ થાય છે. માટે મનુષ્ય જ્યારે તે કર્મથી બંધાયલી મનરૂપી કઠિન ગાંઠને પોચી કરે છે ત્યારે તે દંપતીપણામાંથી છૂટે છે અને તે પછી તે અહંકારનો ત્યાગ કરી, તેમાંથી મુક્ત થઇ પરમપદને પામે છે, તેનો ઉપાય આ પ્રમાણે છે; ઇશ્વર વિષે ભક્તિ, ગુરૂની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખ—દુઃખાદિકને સહન કરવાં, પ્રાણીઓને આ લોકમાં દુઃખો છે આમ જાણવું, તત્વ જાણવાની ઇચ્છા કરવી, તપશ્ચર્યા, સકામકર્મનો ત્યાગ, ઇશ્વરનીમિંત, કર્મ કરવાં, પ્રભુની કથા કરવી, નિત્ય સત્સગ કરવો, પ્રભુના ગુણો અહરનીશ ગાવા, વૈરનો ત્યાગ કરવો, સર્વ ઉપર સમદૃષ્ટિ રાખવી, શાંતિ રાખવી, આ શરીર ઉપર તથા ઘર ઉપર જે અહંતા મમતા બંધાયલી છે તેનું કારણ જાણવાની ઇચ્છા કરવી, વેદાંતશાસ્ત્રનો અભ્યાસ, એકાંતસ્થળમાં વાસ, પ્રાણ, ઇન્દ્રિયો, તથા મનને સારી રીતે વશ કરવા, ઉત્તમ પ્રતિની શ્રદ્ધા રાખવી, નિરંતર બ્રહ્મચર્ય પાળવું, નિરંતર પોતાનું કર્તવ્યકર્મ કર્યા કરવું, વાણીને નિયમમાં રાખવી, સર્વ ઠેકાણે પ્રભુની ભાવના કરવામાં નિપુણતા ભરેલું અનુભવ પર્યંત જ્ઞાન મેળવવું, યોગ ( સમાધિ ) ધૈર્ય પ્રયત્ન તથા વિવેક, આ પચીશ ઉપાયોવડે

કુશળ પુરૂષે પોતાના અહંકારરૂપી ઉપાધિનો ત્યાગ કરવો. કમો જેમાં વાસ કરે છે એવી તથા અવિદ્યાથી પ્રાપ્ત થયેલી એવી હૃદયના દઢતર અભિમાનરૂપી ગાંઠને સાવધ થઇને શાસ્ત્રમાં કહેલા ઉપદેશ પ્રમાણે ઉપર કહેલા ઉપાયોવડે સારી રીતે તોડી નાંખવી અને તે ઉપાયોથી વિરામ પામવુ અર્થાત તે ઉપાયોનો પણ ત્યાગ કરવો આ ઉપદેશ પીતાએ પુત્રને, રાજાએ પ્રજાને અને ગુરૂએ શિષ્યોને ક્રોધરહિત થઇને કરવો જોઇએ.

---

## ઇન્દ્રિયો તથા ઇન્દ્રિયોના દેવતા તથા તન્માત્રા.

પાંચ જ્ઞાનેન્દ્રિય તથા પાંચ કર્મેન્દ્રિય—શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ વાક્, પાણી, પાદ, પાયુ, શિશ્ન.

તેના વિષયોનાં નામ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. વચન, આદાન. ગમન, વિસર્ગ, આનંદ,

દેવતાઓનાં નામ—દિશા, વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઈંદ્ર, ઉપેન્દ્ર, પ્રજાપતી, મૃત્યુ.

અંતઃકરણ—મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત.

અંત:કરણના વિષયોના નામ—સંકલ્પ, નિશ્ચય, અભિમાન, ચિંતન.

અંત:કરણના દેવતાઓ—ચંદ્રમા, બ્રહ્મા, રૂદ્ર, નારાયણ.

પંચભૂત—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ.

---

## ૭

## ત્રિગુણ નિવૃત્તિ ઉપાય.

શ્રીભગવાન્ કહે છે કે હે મહાત્મા ઉદ્ધવ! પ્રકૃતિ તથા પુરૂષ ભિન્ન ભિન્ન છે. આવું જાણતાં છતાં પણ જ્યાંસુધી વિશેષ પ્રયત્ન-

વડે ત્રણ ગુણની વૃત્તિઓ જીતાઈ નથી, ત્યાંસુધી સુખ દુઃખ મટતાં નથી, માટે તે ગુણોની વૃત્તિઓને જીતવાનો ઉપાય કહું છું.

સત્વગુણની વૃત્તિઓ—શમ, દમ, વિવેક, સ્વધર્મમાં નિષ્ઠા, સત્ય, દયા, સ્મૃતિ, સંતોષ, દાન, શીલતા, વિષયો ઉપર અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા, દયા, સરળતા, વિનય વિગેરે તથા પોતાના આત્મ-સ્વરૂપ ઉપર પ્રીતિ, આ સત્વગુણની વૃત્તિઓ છે.

રજોગુણની વૃત્તિઓ—સ્વર્ગાદિકની ઇચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, અસંતોષ, ગર્વ, ધનાદિકની ઇચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદ-બુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધાદિકનો આવેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ, ઉપહાસ, પરાક્રમને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા, બલાત્કારે ઉદ્યમ કરવો, આ રજોગુણની વૃત્તિઓ છે.

તમોગુણની વૃત્તિઓ—ક્રોધ, લોભ, મિથ્યાભાષણ, હિંસા, યાચના, દંભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુઃખ, દીનતા, આલસ્ય, લાંબી લાંબી આશા, ભય અને મૂર્ખપણું આ તમોગુણની વૃત્તિઓ છે.

મિશ્ર થયેલા ગુણોની વૃત્તિઓ—આ હું, 'અને આ વસ્તુ મારી છે,' આવી જે બુદ્ધિ થાય છે, તેને ગુણોના સન્નિપાત એટલે મિશ્રતા જાણવી. મન, શબ્દાદિક વિષયો, ઇન્દ્રિયો તથા પ્રાણોથી જે વ્યવહાર થાય છે તેને સન્નિપાત જાણવો. પુરૂષ જ્યારે ધર્મમાં, અર્થમાં અને તે કામમાં તલ્લીન થાય છે, ત્યારે તેને ગુણોનો સન્નિપાત જાણવો અને તે શ્રદ્ધા તથા રતિ ધનને આપે છે. પુરૂષ જ્યારે પ્રવૃત્તિ વાળા ધર્મ ઉપર નિષ્ઠા રાખે, ગૃહસ્થાશ્રમ ઉપર પ્રીતિ રાખે અને નિત્ય નૈમિ-ત્તિક ધર્મો ઉપર પણ પ્રીતિ રાખે છે, ત્યારે પણ ગુણોનો સન્નિ-પાત એટલે મિશ્રતા થઇ સમજવી. શમ, દમાદિક ગુણો ઉપરથી પુરૂષ સત્વગુણી છે એમ અનુમાન કરવું, કામાદિક વૃત્તિઓ ઉપરથી પુરૂષ રજોગુણી છે એમ અનુમાન કરવું અને ક્રોધાદિક ઉપરથી પુરૂષ તમોગુણી છે એમ અનુમાન કરવું પુરૂષ જ્યારે અપેક્ષા વિનાનો થઇ

પોતાનાં નિત્યનૈમિત્તિક કર્મો કરીને મને ભજે છે ત્યારે તે પુરૂષને અથવા સ્ત્રીને સત્વગુણી જાણવી. જ્યારે સુખોની આશા રાખીને મને સકામ કર્મોથી ભજે, ત્યારે તે પુરૂષ અથવા સ્ત્રીને રજોગુણ જાણવી. કોઇની હિંસા કરીને મને ભજે. ત્યારે તે પુરૂષને અથવા સ્ત્રીને તમોગુણી જાણવી. સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણો મારા નથીજ, પરંતુ જીવનાજ છે. તે ગુણો પાંચ મહાભૂતોના કાર્યરૂપ ચિત્તમાંજ ઉત્પન્ન થાય છે અને તે ગુણોમાં આસક્ત થનારો જીવ બંધાઇ જાય છે. પરંતુ હું તો ગુણોનો નિયંતા અને સૃષ્ટિનો કર્તા છું, તો પણ તે ગુણોમાં બંધાતો નથી; તથા નિત્ય મુક્ત છુ માટે સર્વ કરતાં ઉત્તમ છું અને સર્વને સેવવા યોગ્ય છુ જ્યારે પ્રકાશમાન, સ્વચ્છ તથા શાંત એવો સત્વગુણ બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરૂષ સુખ, ધર્મ, જ્ઞાન અને શમાદિક સાથે જોડાય છે. સંગ કરાવનારો, ભેદબુદ્ધિમાં કારણરૂપ તથા પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ જ્યારે, બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરૂષ દુઃખ, કર્મ, યશ તથા લક્ષ્મીથી જોડાય છે. વિવેકથી ભ્રષ્ટ કરનારો આવરણ રૂપ અને ઉદ્યમમાં વિઘ્ન કરનારો તમોગુણ જ્યારે બીજા બે ગુણોને હરાવે છે ત્યારે પુરૂષ શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશાથી જોડાય છે. જ્યારે ચિત્ત પ્રસન્ન થાય અને મન સંગ વિનાનું થાય ત્યારે મારી પ્રાપ્તિના સ્થાનરૂપ સત્વગુણ વધ્યો છે એમ જાણવું. પુરુષ જ્યારે ક્રિયાથી વિકાર પામીને વિક્ષેપમાં પડે છે, જ્ઞાનેન્દ્રિયોને ઉપશમ મળતે નથી, કર્મેન્દ્રિયોમાં વિકાર વધે છે મન ભમ્યા કરે છે, ત્યારે રજોગુણ વધ્યો છે એમ જાણવું. જ્યારે ચિદાભાસને ગ્રહણ કરવામાં અસમર્થ અને સીદાતું ચિત્ત લય પામે, સંકલ્પરૂપ મન પણ લીન થાય ત્યારે તમોગુણની વૃદ્ધિ થઇ છે. એમ જાણવું—જ્યારે સત્વગુણનો વધારો થાય છે. ત્યારે દેવતાઓનું બળ વધે છે, રજોગુણનો વધારો થાય છે ત્યારે અસુરોનું બળ વધે છે અને તમો-

ગુણનો વધારો થાય છે ત્યારે રાક્ષસોનું બળ વધે છે. સત્વગુણથી જાગ્રત અવસ્થા થાય છે, રજોગુણથી સ્વપ્નાવસ્થા થાય છે, અને તમોગુણથી સુષુપ્તિ અવસ્થા થાય છે અને તે ત્રણે અવસ્થામાં વ્યાપ્ત જે ચોથું તત્વ છે તે આત્મા છે. બ્રહ્મવેત્તા લોકો સત્વ ગુણથી ઉપરના લોકમાં જાય છે, તમોગુણથી સ્થાવર સુધીના નીચા નીચા અવતારોને પામે છે અને રજોગુણથી પાછો મનુષ્યનો અવતાર પામે છે. સત્વગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરેલા મનુષ્યો સ્વર્ગમાં જાય છે, રજોગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરણ પામેલાં મનુષ્યો નર લોકમાં જાય છે, તમોગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરણ પામેલાં મનુષ્યો નરકમાં પડે છે અને નિર્ગુણ મનુષ્ય મનેજ પામે છે. પોતાનું જે કર્મ મારી પ્રીતિ મેળવવા માટે અથવા દાસ ભાવથી કર્યું હોય તેને સાત્વિક કર્મ જાણવું. ફળનો સંકલ્પ કરીને કર્મ કર્યું હોય તેને રજોગુણી જાણવું, જેમાં હિંસા ઘણી આવતી હોય તે તથા જે દંભ મત્સરાદિકવાળું હોય તે કર્મ ને તમોગુણી જાણવું. આત્મા દેહાદિકથી જુદો છે, આમ જાણવું તેને સાત્વિક જ્ઞાન જાણવું. આત્મા દેહાદિકથી જુદો નથી આમ જાણવું, તેને રજોગુણી જ્ઞાન સમજવું અને જે બાળક તથા મુંગાના જેવું પ્રાકૃત જ્ઞાન હોય, તેને તમોગુણી જ્ઞાન જાણવું તથા મારા સ્વરૂપનું જ્ઞાન તેને નિર્ગુણ જ્ઞાન જાણવું. વનમાં વાસ કરવો, તે સત્વગુણી ગણાય, ગામમાં વસવું તે રજોગુણી ગણાય છે, જુગારખાનામાં રહેવું, તે તમોગુણી ગણાય છે અને મંદિરમાં રહેવું, એ નિર્ગુણી ગણાય છે. જે ફળમાં આસક્ત ન થઇ કર્મો કરે છે, તેને સત્વગુણી કર્તા જાણવો. જે બહુજ આસક્તિથી આંધળો થઇને કર્મ કરે છે, તેને રજોગુણી કર્તા જાણવો. જે પૂર્વાપારના પ્રસંગો ભૂલી જઇને કર્મ કરે છે, તેને તમોગુણી કર્તા જાણવો અને જે મારો આશ્રય ગ્રહણ કરીને નિરહંકારીપણાંથી કર્મ કરે છે, તેને નિર્ગુણ કરતા

જાણવો. વેદાંતશાસ્ત્ર ઉપર જે શ્રદ્ધા થાય, તે સાત્વિકી શ્રદ્ધા જાણવી, કર્મ ઉપર જે શ્રદ્ધા થાય, તેને રાજસી શ્રદ્ધા જાણવી. અધર્મ ને ધર્મ માનીને તેના ઉપર જે શ્રદ્ધા થાય, તેને તામસી શ્રદ્ધા જાણવી. અને મારી સેવામાં જે શ્રદ્ધા થાય, તેને નિર્ગુણી શ્રદ્ધા જાણવી. જે આહાર પરિણામે હિતકારી હોય, પવિત્ર હોય અને પરિશ્રમ વિના પોતાની મેળે મળી આવે, તેને સાત્વિક આહાર જાણવો ને જે આહાર ઇન્દ્રિઓના રૂચિકારક હોય, કડવો, ખાટો તથા ખારો વિગેરે હોય, તેને રાજસ આહાર જાણવો, જે આહાર દીનતાથી મળ્યો હોય અને અશુદ્ધ હોય, તેને તામસી આહાર જાણવો અને જે આહાર મને નિવેદન કરવામાં આવ્યો હોય, તે આહારને નિર્ગુણી જાણવો. આત્મા સર્વથી જુદો છે, આમ જાણીને જે આનંદ થાય છે તેને સાત્વિક આનદ જાણવો, વિષયો સેવન કરતાં જે આનંદ થાય છે તેને રાજસ આનંદ જાણવો, મોહથી તથા દીનતાથી જે આનંદ થાય, તેને તમો ગુણી આનંદ જાણવો અને શુદ્ધ બ્રહ્મજ્ઞાનથી જે આનંદ થાય તેને નિર્ગુણ આનંદ જાણવો. આ રીતે આહારાદિક સર્વ પદાર્થો, વનાદિક સ્થાનો, સુખાદિક ફળો, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા, શ્રદ્ધા, જાગ્રદાદિક અવસ્થાઃ દેવતા આદિક આકૃતિઓ તથા સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ નિષ્ટા, આ સર્વે ત્રણ ગુણવાળાં છે. પુરૂષ અને પ્રકૃતિમય જે જે પદાર્થો જોવામાં આવે છે, જે જે પદાર્થો સાંભળવામાં આવે છે અને જે જે પદાર્થો બુદ્ધિથી વિચારવામાં આવે છે. તે સર્વે પદાર્થો ત્રણ ગુણવાળા છે. જીવને ગુણો તથા કર્મોમાં બંધાવાથી ઉપર કહેલા અવતારો આવે છે. જે જીવ ઉપર કહેલા ગુણો તથા કર્મોને જીતે છે, તેઓ ભક્તિના સંબંધથી મારે વિષે નિષ્ટાવાળા થઇને મોક્ષનાં પદને પામે છે, તેટલા માટે જ્ઞાન તથા વિજ્ઞાનને આપનારા આ દેહને પ્રાપ્ત કરીને વિવેકી જનોએ ગુણોનો સંગ છોડી દઇને મારૂં ભજન કરવું. તે આ પ્રમાણે કે, વિદ્વાન્ મનુષ્યે ઇંદ્રિયોને જીતી, સર્વ

સંગનો ત્યાગ કરી, તથા સાવધાન થઇને મારૂં ભજન કરવું. શાસ્ત્રનું ચિંતન કરનારા તે મુનિએ સત્વગુણની સેવા કરીને તેનાથી રજોગુણનો તથા તમોગુણનો પરાજય કરવો અને ઉપશમરૂપ સત્વગુણ ધારણ કરીને શાંત બુદ્ધિવાળા પુરૂષે સત્વગુણનો પણ વિજય કરવો, કે જેથી વિક્ષેપ ઉપજે નહી. આ રીતે ગુણોમાંથી છૂટો થયેલો જીવ, જીવ-પણાવાળા લિંગશરીરમાંથી તથા ચિત્તમાં ઉત્પન્ન થતા ગુણોમાંથી છૂટો થઇને મારા બ્રહ્મસ્વરૂપવડેજ પરિપૂર્ણ રહે છે, તેથી તે બહારના વિષયોનો ઉપભોગ કરતો નથી, તેમ અંતરમાં તેઓને સંભારતો પણ નથી.

---

## ૮

## ભવાટવીનું વર્ણન.

દેહને આત્મા માનનારા જીવોના જુદા જુદા સત્વાદિક ગુણોવડે વહેંચાઇ ગયેલાં, સારાં, નરસાં તથા મિશ્ર એવાં કર્મોવડે અનેક દેહ ઉત્પન્ન થાય છે અને અનેક દેહનો નાશ થાય છે. તે તે જન્મ-મરણાદિક અનાદિ સંસારનો અનુભવ કરવામાં છ ઇન્દ્રિયો દ્વારભૂત થાય છે. તે ઇન્દ્રિયોવડે તથા પરમેશ્વરના આધીન રહેનારી માયાવડે આ જીવલોક, અરણ્યના માર્ગની પેઠે અત્યંત વિષમ એવા સંસાર રૂપી માર્ગમાં આવી પડયો છે. વાણીઆનો સંઘ જેમ ધન કમાવાની ઇચ્છાથી બહાર નિકળીને એક ગામથી બીજે ગામ જતાં ભયંકર વનમાં ચાલ્યો જાય છે, તેમ આ જીવલોક પણ સ્મશાનની પેઠે સંસારરૂપી અમંગળ વનમાં ચાલ્યો જાય છે અને પોતાના કરેલાં કર્મોનાં ફળોને ભોગવે છે. રસ્તામાં તેને ઘણાં વિઘ્નો નડે છે. તેના અનેક ઉદ્યોગો વ્યર્થ જાય છે. આટઆટલું થયાં છતાં પણ જીવલોક સંસારના તાપને ટાળનારા ગુરૂરૂપ શ્રીભગવાનના ચરણારવિંદમાં ભ્રમર

જેવા ભક્તજનોના માર્ગને હજી સુધી સેવતો નથી, અર્થાત ભક્તિ-માર્ગને અંગીકાર કરતો નથી. ઉપર કહેલી છ ઇન્દ્રિયો સંસારરૂપી રણવગડામાં ચોરનું કામ કરનારી છે. સાક્ષાત્ પરમ પુરૂષ એવા ભગવાનની આરાધના કરવારૂપી જે ધર્મ છે તે ધર્મ પરલોકમાં કામ લાગે છે. આવી રીતે ભગવાનની આરાધના કરવામાં ઉપયોગી એવું તથા ઘણા કષ્ટથી મેળવેલું પુરૂષનુ જે કંઇ ધન હોય છે તેને ઇન્દ્રિય નામના ચોરો, જોવું, અડકવું, સાંભળવું, સ્વાદલેવો, સુંઘવું, સંકલ્પ-વિકલ્પ કરવા, ઘરનાં તુચ્છ સુખો ભોગવવાં વગેરે કરાવીને ચોર લોકો જેમ બાયલા નાયકવાળા અને ગાફલ મનના સંઘના ધનને હરી જાય છે, તેમ કુબુદ્ધિવાળા તથા ઇન્દ્રિયોને આધીન રહેનારા મનુષ્યના ધર્મોપયોગી ધનને પણ લૂંટી જાય છે આ સંસારમાં સ્ત્રી. પુત્રાદિક સર્વને માત્ર નામનાંજ કુટુંબીઓ જાણવાં, પરંતુ તેઓ નહાર અને શિયાળનું કામ કરનારા છે. નહાર અને શિયાળવાં જેમ ઘેટાંના લોભી માલિકની ઇચ્છા ન છતાં પણ તેના ઘેટાંને ખેંચી જાય છે, તેમ લોભી કુટુંબીને પણ ધન આપવાની ઇચ્છા ન છતાં તેનાં સ્ત્રી પુત્રા-દિક તેના જોતાંજ તેણે રક્ષણ કરેલાં ધનને લૂટી જાય છે. પ્રત્યેક વર્ષે ક્ષેત્ર ખેડવામાં આવતું હોય તોપણ તેનાં બીજ બાળી નાખવામાં આવે નહીં તો વાવણી વખતે ફરીને તે ક્ષેત્ર જાળાં, ઝાંખરાં, ખડ તથા લતાઓથી જંગલ જેવું થઇ પડે છે, એ પ્રમાણેજ આ ગ્રહસ્થા-શ્રમ પણ કર્મનું એક ક્ષેત્ર છે અને કામનાઓનો એક કરંડીઓ છે; તેમાંથી પણ કર્મો નાશ પામતાં નથી, અર્થાત કપૂરના વાસણમાંથી કપૂર ખૂટી જાય છે, તોપણ જેમ તેનો વાસ રહી જાય છે, તેમ આ લોકમાં પણ વાસના ક્ષીણ થયાવિના કર્મો નાશ પામતાં નથી. આ સંસારમાં રહેલો જીવ ડાંસ અને મચ્છર જેવા નીચ મનુષ્યોથી તથા ટીડ, પક્ષીઓ, ચોર અને ઉંદર વિગેરેથી દુઃખી થયા કરે છે. કારણ કે તેના ધનરૂપી પ્રાણ બહારજ હોય છે. તે સંસારના હરકોઈ

માર્ગ ઉપર ભટકયા કરે છે. આ સંસાર ગંધર્વ નગરની પેઠે મિથ્યા છે, છતાં પણ અવિદ્યા, વાસના તથા કર્મોવડે રંગાયલાં મનવડે મિથ્યા દૃષ્ટિવાળો જીવ આ સંસારને સત્ય માને છે. વળી સંસારમાં પાન, ભોજન, મૈથુન વિગેરે વ્યસનમાં આસક્ત થઇને કોઇ ઠેકાણે ઝાંઝવાના પાણી જેવા મિથ્યા દેખાતા વિષયોના તરફ દોડે છે. કોઇ વેળા તાઢથી પીડાતો પુરૂષ અગ્નિ મેળવવાની ઇચ્છાથી કાતર બનીને ભૂતના ભડકા લેવાની ઇચ્છા કરે છે. તેમજ પોતાની બુદ્ધિવડે રજોગુણવડે ઘેરાવાથી સર્વ દોષના સ્થાનરૂપ તથા અગ્નિથી ઉત્પન્ન થયેલાં સુવર્ણને લેવાની ઇચ્છા કરે છે. કોઇ વખત ઉતારો માટે નિવાસ સ્થાન, પાણી, ધન વિગેરે અનેક પોતાનાં નિર્વાહનાં સાધનોમાં લાલસાવાળો થઇને આ સંસારરૂપી ઘાટા વનમાં આમ તેમ દોડે છે. કોઈ વેળા વંટોળિયા વાયુના જેવી સ્ત્રીઓ મનુષ્યને ખોળે બેસાડે છે; તે સમયે રજોગુણરૂપી ધૂડથી જીવ અંધારી રાત્રીના જેવો અંધકારમય થઇ જાય છે. શાસ્ત્રની મર્યાદાનો ભંગ ન કરનાર સાક્ષીરૂપ દિશાઓના દેવતાઓને પણ વિસરી જાય છે. કોઇવાર "વિષયો મિથ્યા છે," આવો મનમાં તરંગ આવી જાય છે, પરંતુ દેહાભિમાનથી પાછી તેની તે સ્મૃતિ નાશ પામે છે એટલે તે ભાનવિનાનો થઇને દેહાભિમાનની વૃતિવડેજ ઝાંઝવાના પાણી જેવા મિથ્યા વિષયોના તરફ દોરાય છે. કોઇ વખતે શત્રુઓ તથા રાજાઓ પ્રત્યક્ષમાં અથવા તો પરોક્ષમાં ઘુવડ અને તમરાના સ્વરની પેઠે ઘણા કઠોર અને ઉત્સાહપૂર્વક સંભ્રમ ઉપજાવે તેવા તિરસ્કાર ભરેલાં તથા અત્યંત કઠોર વચન કહે છે. તે સાંભળીને જીવના કાનના મૂળમાં અને હૃદયમાં અત્યંત વ્યથા થાય છે, આ પ્રમાણે ફરતાં ફરતાં તે જ્યારે પોતાનાં પૂર્વજન્મનાં પુણ્યો ખાઇ રહે છે. ત્યારે જીવતાં મુવા સરખો તે પુરૂષ કારસ્કર તથા કાકતુંડ વિગેરે અપવિત્ર વૃક્ષો, લતાઓ તથા વિષના કૂવાઓની પેઠે આ લોકમાં તથા પરલોકમાં જેઓનું ધન નિષ્પ્રયો-

જન છે, એવા જીવતે મુવેલા નીચ પુરૂષોની પાસે જાય છે. કોઇવાર નીચ લોકોના પ્રસંગથી ઠગાઇને પાણી વિનાની નદીમાં પડવાથી જેમ બન્ને તરફથી દુઃખ થાય છે અર્થાત તુરત માથું ફુટી જાય છે અને પાછળથી વેદનાપણુ થાય છે. તેમ આ લોકમાં અને પરલોકમાં દુઃખદાયી એવા પાખંડી ધર્મમાં મળે છે. કોઇ અન્ન વિનાનો પુરૂષ પારકાને પીડા કરતાં છતાં પણ પોતાને અન્ન મળતું નથી, ત્યારે પિતાને પુત્રોને અથવા તો તેઓનું સાધારણ ધન પણ જેઓની પાસે જોવામાં આવે છે, તેઓને ખાવા તૈયાર થાય છે. કોઇ વેળા રાજકીય પુરૂષ રૂપી રાક્ષસો કાળની ગતીને લીધે પ્રતિકૂળ થઇને તેના ધન રૂપી અતિપ્રીય પ્રાણોને હરી લેછે ત્યારે જીવ હર્ષાદિ રહિત થઇ મડદું બની બેસી રહે છે. કોઇ વેળા દાવાનળની પેઠે પ્રિય પદાર્થ વિનાના અને પરિણામે દુઃખદાયી એવા ઘરમાં વાસ કરીને શોકાનલથી બળતો થકો અત્યંત ખેદ કરે છે. કોઇ વેળા મનોરથવડે મેળવેલા પિતા, પિતામહ વિગેરે મિથ્યા પદાર્થોને સાચા માનીને સ્વપ્નના આનંદનો અનુભવ કરે છે, પરંતુ લોકોનાં દુઃખો જોઇ મનમાં ખિન્ન થઇને કાંટા તથા કાંકરા વાળી જગ્યામાં પ્રવેશ કરનારા પુરૂષની પેઠે દુઃખી થાય છે. કોઇ વેળા સહન થઇ શકે નહીં તેવા જઠરાગ્નિથી—ક્ષુધાથી નિર્બળ થઈ જાય છે, ત્યારે પોતાના કુટુંબ ઉપર ક્રોધ કરે છે. અને કોઇ વેળા તેજ પુરૂષને ફરીને નિદ્રારૂપી અજગર જ્યારે ગળી જાય છે ત્યારે તે પુરૂષ અંધારા કૂવામાં ડૂબી જાય છે અને ઉન્ડા રણવગડામાં ફેંકી નાંખેલા શબની પેઠે બીજું કંઇ પણ જાણતો નથી કોઇ વેળા દુર્જનરૂપી હિંસક પ્રાણીઓ જ્યારે જીવની ગર્વરૂપી ડાઢને તોડી પાડે છે ( માનભંગ કરે છે, ) ત્યારે તે એક ક્ષણ પણ નિદ્રા કરતો નથી પણ મનમાં વ્યથા થવાથી જ્ઞાનહીન થઇ આંધળાની પેઠે ઉંડા અંધારા કૂવામાં ડૂબી જાય છે. કોઇ વેળા વિષયરૂપી મધનાં ટીપાંની શોધ કરતાં કરતાં પરસ્રી તથા દ્રવ્યનું હરણ કરે છે. ત્યારે રાજા

અથવા તો તેઓના ઉપરી તેને મારી નાંખે છે અને જીવ છેડા વીનાનાં નરકમાં પડે છે. એટલા માટે આ પ્રવૃત્તિ માર્ગમાં જે કર્મ છે તેને આ લોક તથા પરલોકનાં સંસારની જન્મભૂમિ કહે છે. જીવ જો તે બંધનમાંથી બચી જાય છે તો તેની પાસેથી દેવદત્ત તે પદાર્થને હરીલે છે અને દેવદત્ત પાસેથી તે પદાર્થને વળી વિષ્ણુ મિત્ર હરિ લે છે; પરંતુ એ તેને ભોગવી શકતો નથી. કોઇ વેળા તાઢ-તડકા વિગેરે અનેક આધિદૈવિક, આધિભૌતિક તથા અધ્યાત્મ વિગેરે દુઃખો પડે છે, તેઓને વારણ કરવા માટે જીવ પ્રયત્ન કરે છે પરંતુ વારણ કરવાને જીવ સમર્થ થઇ શકતો નથી. તેથી ખિન્ન થઇને અપાર ચિંતામાં ડુબી જાય છે. કોઇવાર પરસ્પર લેવડ દેવડ કરવામાં ધનના લોભને લીધે બીજાઓ પાસેથી કોડી જેટલું થોડું અથવા તો તેથી ઓછું ધન હરી લેવા માટે છળ કપટ કરે છે, તેથી બીજાઓનો દ્વેષ પાત્ર થઇ પડે છે. આ પ્રમાણે આ સંસારરૂપી રણ-વગડાના માર્ગમાં બીજાં સુખ, દુઃખ, રાગ, દ્વેષ, ભય, અભિમાન પ્રમાદ, ઉન્માદ, શોક, મોહ, લોભ, માત્સર્ય, અપમાન, ભૂખ, તરસ, મનની પીડા, શરીરની પીડા, જન્મ, જરા, તથા મરણ વિગેરે વિઘ્નો નડે છે કોઇવેળા ભગવાનની માયારૂપ સ્ત્રી પોતાની ભુજારૂપી લતાથી તેનું આલિંગન કરે છે ત્યારે પુરૂષ વિવેકરૂપી જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે અને તેનું હૃદય સ્ત્રી સાથે વિહાર કરવા માટે ઉપયોગી એવા ઘરનો આરંભ કરવા માટે આકુળ વ્યાકુળ થાય છે. સ્ત્રીનો આશ્રય કર-વાથી વળગેલાં પુત્ર, પુત્રી વિગેરેનાં કાલાં કાલાં ભાષણોથી તેઓના પોતાના તરફ જોવાથી તથા નાના પ્રકારની ચેષ્ટાઓ કરવાથી પુરૂષનું હૃદય પરવશ થઈ જાય છે અને ઇંદ્રિયાધીન એવો પુરૂષ પોતાના આત્માને છેડા વિનાના અંધારા કુવામાં નાંખી દે છે. કોઇ વેળા સમર્થ એવા ભગવાન્ વિષ્ણુનું કાલચક્ર જે પરમાણુ કાળથી લઇને છેક પરાર્ધ કાળે પૂરૂં થાય છે; તથા જે ત્રુણ અને શુંબડાંથી આંડીને

બ્રહ્માપર્યંત સર્વ પ્રાણીઓના આયુષ્યમાં ફેરફાર કરીને તેઓનાં આયુષ્યને વેગથી હરે છે છતાં તેને દૂર કરવાનો ઉપાય કોઇ પણ કરી શકતું નથી. આવા સાવધાન રહેલા વિષ્ણુના કાળચક્રથી મનમાં ડરીને તેનાથી પોતાની રક્ષા કરવા માટે પુરૂષ ઉપર રહેલું કાલચક્ર જેનું પોતાનું હથિયાર છે એવા સાક્ષાત્ યજ્ઞ પુરૂષ ભગવાનનો જે અનાદર કરીને કાગડા, ગીધ, બગલા, તથા વટ જાતીના પક્ષીઓના જેવા અને આર્યશાસ્ત્રમાં જઓનાં નામ નથી એવા પાખંડી દેવતા-ઓને નિર્મૂળ એવી પાખડશાસ્ત્રની રીત પ્રમાણે સેવવા યોગ્ય માને છે. જ્યારે પોતે ઠગી લીધેલા પાખંડી લોકો પોતાને સારી પેઠે ઠગી લે છે ત્યારે પુરૂષ ત્યાંથી બ્રાહ્મણોના મંડળમાં જઇને વસે છે પરંતુ ત્યાં આગળ ઉપનયન વિગેરે સંસ્કારો અને શ્રોત, સ્માર્ત કર્મો કરીને ભગવાન્ યજ્ઞ પુરૂષનું આરાધન કરવા રૂપ બ્રાહ્મણોનો સ્વભાવ તેને ગમતો નથી, તેથી તે શૂદ્રના મંડળમાં જઇને મળે છે. તે શૂદ્ર જાતિને, અપવિત્રપણાને લીધે વેદોક્ત આચાર પાળવાનો અધિકાર નહોવાથી તેઓ વાનર જાતિની પેઠે કેવળ રતિસુખ તથા કુટુંબના ભરણ પોષણરૂપીજ ધંધો કરે છે. પરંતુ અગ્નિ હોત્રાદિક વૈદિક કર્મો કરતા નથી. તે શૂદ્ર જાતિમાં પણ અત્યંત કૃપણ બુદ્ધિવાળો તે પુરૂષ કોઇ પણ જાતનો પ્રતિબંધ રાખ્યાવિના પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે તથા એક બીજાનાં પરસ્પર મુખ જોવાં વિગેરે કર્મો કરીને તથા પાશવ કર્મ કરીને પોતાના મરણ સમયને પણ વિસરી જાય છે. કોઇ વખત ઝાડના જેવા આ લોકના પદાર્થો સાથે રમવાની ઇચ્છા થતાં વાંદરાની પેઠે પુત્ર, સ્ત્રી ઉપર પ્રીતિ રાખે છે તથા મૈથુનમાં આનંદ માને છે. આ પ્રમાણે સંસારરૂપી અરણ્યના માર્ગમાં સુખ દુઃખાદિક ભોગવે છે; પર્વતની ગુફા જેવાં અને મૃત્યુરૂપી હાથીના ભયથી ભરેલા રોગાદિક દુઃખમાં પડે છે. કોઇ વખતે રોગાદિકમાં આવી પડેલો જીવ તાઢ-તડકો વિગેરે દૈહિક ભૌતિક તથા દૈવિક અનેક દુઃખોનું નિવારણ કરવાને અસમર્થ

થઇ પડે છે અને અપાર દુઃખદાયી વાળી પીડાથી મુંઝાઇને બેસી રહે છે કોઇ વખતે પરસ્પર વ્યવહાર કરતી વેળા ધન મેળવવાની ધૂર્ત વિદ્યા કરીને થોડું ઘણું ધન સંપાદન કરે છે. કોઇવાર નિર્ધન થવાથી શય્યા, આસન, ભોજન વિગેરે ઉપભોગો મળતા નથી અને કરેલા મનોરથો વ્યર્થ જાય છે: ત્યારે મનોરથથી ઇચ્છેલી વસ્તુ લેવા માટે મનમાં દગાવ કરે છે, તેને લીધે ચો તરફ મનુષ્યોના તરફથી અપમાન વિગેરેને પામે છે. આ પ્રમાણે પરસ્પર નાણાંની લેવડ દેવડનાં સંબંધથી વૈરાનુબંધ વધી જાય છે. છતાં પણ પૂર્વની વાસનાથી પરસ્પરમાં ધનની લેવડદેવડ કરે છે. આ પ્રમાણે સંસારરૂપી માર્ગમાં જે નાનાં પ્રકારનાં દુઃખેથી તથા ઉપદ્રવોથી પીડા પામીને દુઃખી થાય છે અથવા તો મરી જાય છે તેનો બીજાં સાથવાળાં મનુષ્યો માર્ગમાં ત્યાગ કરીને અને બીજાં નવાં નવાં જન્મેલાં પ્રાણીને સાથે લઇને આગળ પ્રવાસ કરે છે. માર્ગમાં જતાં શોક કરે છે, મૂર્છિત થાય છે, ભય પામે છે, માંહો માંહે વિવાદ કરે છે, રાડો પાડે છે, રાજી થાય છે, ગાય છે તથા ભાર ઉપાડીને આગળ ચાલ્યા કરે છે. આ પ્રમાણે મનુષ્યનો સંઘ જ્યાંથી નીકળ્યો હોય છે ત્યાં આગળ હજી સુધી સત્પુરૂષ વિના બીજો કોઇ પણ પુરૂષ પાછો આવ્યો નથી, તે ભવાટવીના મૂળ સ્થાનને સંસાર માર્ગનો છેડો કહે છે. આ પ્રમાણે સંસારના પારને ન પામવાનું કારણ એ છે કે, કોઇ પણ પુરૂષ યોગમાર્ગની શિક્ષાને અનુસરતા નથી. માત્ર અભિમાનનો ત્યાગ કરીને શાંત સ્વભાવ રાખનારા, સર્વને અભયદાન આપનારા તથા પોતાનાં મનને વશ કરનારા એવા સંન્યાસીઓ આ યોગની શિક્ષાને સારી રીતે જાણે છે. મોટા મોટા રાજર્ષિઓ જો કે યજ્ઞો કરે છે તથા દિગ્ગજોનો વિજય કરે છે, તથાપિ તેઓ આ પૃથ્વી ઉપર જ 'આ પૃથ્વી મારી છે, આમારી પૃથ્વી છે' એવી રીતે મમતા કરી પરસ્પરમાં વૈર બાંધીને રણમાં મરણ પામે છે અને આ પૃથ્વીને

છોડીને પોતેજ ચાલી નિકળે છે જીવકર્મરૂપી લતાનો આશ્રય કરીને માંડ માંડ નરકરૂપી આપત્તિમાંથી છૂટે છે અને સ્વર્ગમાં જાય છે તો પણ પાછો સંસારરૂપી માર્ગમાં આવીને એ પ્રમાણેજ વ્યવહાર કરે છે અને મનુષ્યોના ટોળામાં મળી જાય છે લોકો આ પ્રમાણે ભરતરાજાનાં પવિત્ર ચરિત્રો ગાય છે. માખી જેમ મનથી પણ ગરૂડના માર્ગનો પાર કરી શકે નહીં તેમ કોઇ પણ રાજા ઋષભદેવના પુત્ર મહાત્મા રાજર્ષિ ભરતજીના માર્ગને મનથી પણ પાર પામવાને યોગ્ય ન હોતા. જે ભરતજીએ, ભગવાન વિષે થએલી આસક્તિથી ત્યાગ થઇ શકે નહીં તેવાં અને મનમાં લાગી રહેલાં સ્ત્રી, પુત્રો સગાં સંબંધી તથા રાજ્યનો તરૂણ અવસ્થામાંજ મેલની પેઠે ત્યાગ કર્યો હતો, ભરતરાજા, ત્યાગ કરી શકાય નહીં તેવી પૃથ્વીની, પુત્રોની, પોતાની કુટુંબની, સ્ત્રીઓની તથા પોતાની ખરી દયા દૃષ્ટિની ઇચ્છા રાખનારી અને ઇંદ્રાદિ દેવતાઓએ નિત્ય ઇચ્છવા યોગ્ય એવી લક્ષ્મીની પણ દરકાર કરતા ન હતા. મધુસૂદન એવા ભગવાનની સેવામાં આસકત મનવાળા મોટા પુરૂષોને તે પ્રમાણે વર્તવું યોગ્ય છે અને તેઓને મોક્ષ પણ તુચ્છ પદાર્થ છે યજ્ઞમૂર્તિ, ધર્મના સ્વામી, ધર્માચરણ કરવામાં નિપુણ, અષ્ટાંગ યોગ સ્વરૂપ, જ્ઞાનરૂપી ફળ આપનારા, માયાના નિયંતા તથા સર્વ જીવના અંતર્યામી એવા નારાયણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

---

## * નિત્યસ્મરણ કરવા યોગ્ય ઉપદેશામૃત.



૧ ઇશ્વર નથી તેમ સમજતા નહીં. ઇશ્વર સર્વ જગતની ઉત્પતિ પાલન, સંહારકર્તા છે તેની મરજી સિવાય એક તૃણ પણ હાલી શકે નહીં.

૨ મુમુક્ષ પુરૂષોએ જેનાં ચરણકમલનો માર્ગ શોધવા યોગ્ય છે, એવા ભકતવત્સલ ભગવાનનો આશ્રય કરી અને ભગવદ્ ધર્મથી શુદ્ધ કરેલા એકાંત ભાવવાળા મન વિષે પરમાત્માને સ્થિર કરી પ્રભુનું ભજન કરવું.

૩ જે મનુષ્ય ધર્મ અર્થ, કામ અને મોક્ષરૂપી પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેણે સર્વ પુરૂષાર્થને આપનારા શ્રીહરિના ચરણનુંજ સેવન કરવું.

૪ ભગવાનના કલ્યાણકારી રૂપનું ધ્યાન કરનારા મનુષ્યનું મન તુરત નિવૃત્તિ સુખને પામે છે.

૫ આવાં કષ્ટમય સંસારમાં દુ:ખ પામવા છતાં પણ હે ભાઇઓ ! ઇશ્વરસ્મરણ કેમ કરતા નથી. એજ આશ્ચર્ય છે.

૬ વૃદ્ધપણુ આવતાં શરીર ધ્રુજવા લાગશે, ચાલવાનો વેગ ઓછો પડી જશે, મોઢામાં રહેલા દાંત એક પછી એક પડી જશે આંખે બરાબર જોઇ શકાશે નહીં; કાને સાંભળી શકાશે નહી. મોઢેથી લાળોના ગોટા આવશે, આવું દારૂણ દુ:ખ પડતાં શ્રીહરિનું સ્મરણ શી રીતે થઇ શકશે ? તેનો વિચાર કરી હાલજ તરૂણ અવસ્થામાં શ્રીહરિ સ્મરણ કરવા તત્પર થાઓ.

---

* એકજ વ્યાખ્યા અન્ય સ્થળે વાંચવામાં આવે તો તે અન્ય પુસ્તકનો અભિપ્રાય સમજવો.

૭ જેમ પોપટને ગળે કાંટલો થયાં પછી ભણતો નથી, બચ્ચું હોય ત્યારે જે શીખવશો તે બોલશેજ તેમજ મનુષ્યનું મન વૃદ્ધપણું થયે ઇશ્વર તરફ વળશે નહીં માટે નાનપણથીજ પ્રભુ તરફ મન રાખો.

૮ આ સંસારમાંથી તરી પેલે તીરે જવું હોય તો સર્વ જગતના કલેશ રહિત અને પરમ કલ્યાણકારક પ્રકાશરૂપ સર્વના અંતઃકરણમાં બિરાજમાન અનંત પ્રભાવવાળા અવિનાશી પ્રભુનું સદા સર્વદા ભજન કરો.

૯ જ્યાં સુધી પાપથી મલીન થયેલા મનમાં સ્ત્રી, પુત્ર, ધન વિગેરે મિથ્યા પદાર્થોનું રાત્ર દિવસ ચિંતવન છે અને તે મેળવવાને રાત્રો દિવસ યત્ન કરો છો ત્યાં સુધી સચ્ચિદાનંદ પ્રભુ મેળવવાને ફળીભુત થવાના નથી.

૧૦ કામ, ક્રોધ, અને લોભનો સાવધાનપણે ત્યાગ કરવાથી દેવોના પણ મુકુટમણી અને સર્વ પ્રાણીના શ્રેષ્ટ પ્રભુ તેવા મનુષ્યપર કૃપા કરે છે.

૧૧ હે મન! અત્યંત આનંદજનક અને જે મૃત્યુરહિત છે તેવા પ્રભુનું સ્મરણ કર, કારણ કે રજ્જુમાં જેમ સર્પનો ભાસ થાય છે પણ તે મિથ્યા છે તેમજ આ અસાર સંસાર સર્વરીતે મિથ્યા ભ્રાંતિરૂપ છે.

૧૨ સંસારરૂપી વિશાળ અનર્થ વૃક્ષનો નાશ કરી શાંતપણે શ્રીહરિનું રાત્ર દિવસ સ્મરણ કરવું.

૧૩ પુણ્યવાન પુરૂષો હમેશાં સત્પુરૂષોનો સમાગમ કરી નિત્ય, અનિત્ય વસ્તુનો વિચાર કરે છે. થોડું ભાષણ, હીતકારક પરિમીત પચે તેવો આહાર, અને અહંકાર રહીત હોય છે, દુઃખી મનુષ્યોપર દયા કરે છે, સુખી મનુષ્યો સાથે પ્રીતિ રાખે છે અને નિત્ય મુકુન્દ ભગવાનનું સ્મરણ કરી દિવસો ગાળે છે.

૧૪ સાક્ષાત પરબ્રહ્મનું ધ્યાન કરનારા દેહાદિકના અહંકાર

રહિત, શાસ્ત્રોપર વિશ્વાસ રાખી પાંચ પ્રકારના ક્લેશરહિત થઇ શાંત રહી આ નાશવંત પદાર્થપર પ્રીતિ કરતા નથી.

૧૫ ભાઇઓ યમરાજ તમને ધન, સ્ત્રી, પુત્રો રહિત એકલાજ નર્કમાં ખેંચી જાય નહીં, તે પહેલાં ભવિષ્યમાં ઇશ્વર સ્મરણ કરો.

૧૬ જેની સત્તાથી આ જડ ચેતનાત્મક સર્વ જગત્ અસ્તિત્વને ભોગવે છે, જેના પ્રકાશથી પ્રકાશે છે એવા અપાર સુખસ્વરૂપ પરમ મંગળમય ઘટઘટ વ્યાપી રહેલા પ્રભુને નિત્ય ભજો.

૧૭ પૂર્વે થયેલા ભકતોનાં ચરિત્રો ધ્યાનમાં લેશો. ધ્રુવ, પ્રહ્લાદ અંબરીષ, તુકારામ, નૃસિંહમહેતા, મીરાંબાઇ વિગેરે અનેક ભકતો શ્રીહરિનું સ્મરણ કરતાં પરમપદને પામ્યા છે.

૧૮ પ્રભુને ખરા અંતઃકરણથી ભજનારાઓને પ્રભુ વશજ છે.

૧૯ હે સંસારી જીવ! તારે જો મિથ્યા સંસાર તરવાની ઇચ્છા હોય, એકજ જન્મે શ્રીહરિના પદને પામવુ હોય તો જ્યાં ઉભો હો, જ્યાં બેઠો હો, અગર જ્યાં કામ કરતો હો ત્યાં પણ શ્રીહરિનુંજ હૃદયમાં ધ્યાન ધરી તેનુંજ રટણ કર. સાક્ષાત શ્રીહરિ ત્રણ ભુવનના પતિ નિત્ય આનંદની મુર્તિજ છે.

૨૦ ઘરમાં કે બહાર સુતાં ઉઠતાં, બેસતાં જે પુરૂષો ઇશ્વરનું ભજન રટન કરે છે તેવા પુરૂષોને કૃતકૃત્ય જાણવા.

૨૧ ભકતજનો અનુપમ આનંદની મુર્તિરૂપ પરમાત્માનાં સ્વરૂપમાંજ લીન રહે છે, તે શ્રીહરિની કૃપાથી આ સંસાર સમુદ્ર તેમજ આ દુઃખકારક માતાનાં ઉદરમાં જન્મવા પામતા નથી.

૨૨ પુરૂષ જ્યારે ઇશ્વર સ્વરૂપને પ્રાપ્ત થાય છે ત્યારે પુણ્યની વૃદ્ધિ થવાથી સર્વ પાપો શાંત પડી જાય છે, અવિદ્યા નષ્ટ થઇ જાય છે. અને ફકત એકજ ધ્યાન લાગી રહે છે.

૨૩ સદાસર્વદા સર્વ કર્મો ઇશ્વરાર્પણ કરો. તેનુંજ યજન, તેનુંજ ભજન, તેનુંજ નિત્ય પુજન કરો. ઇશ્વરના ગુણકીર્તનનાં પુસ્ત-

કોપર શ્રદ્ધા રાખી આ સંસાર મિથ્યા છે, જેમાં અનેક દુઃખો ભોગવતાં અંતે કંઇ પણ સાથે આવવાનું નથી તેમ સમજી આપણું કર્તવ્ય શ્રીહરિસ્મરણ કરતાં રહેવું.

૨૪ હરિગુણો ગાઇ લોકોને હરિ કથા રૂપી અમૃતપાનારા તથા પિનારાઓને ધન્ય છે મનુષ્યપણું તેજ કહેવાય.

૨૫ હે મન! વિષય સુખભોગવવાની આશાથી તુ મલીન થઈ ગયું છે, માટે પુષ્કળ મોહથી ભરેલાં સંકટોવાળાં જગતરૂપી ભયંકર અરણ્યમાં સદા ભટકયા કરે છે. તેથી લોકમાં માન્ય ગણાતાં એવાં તારા પોતાનાં હીતની કિંચીત્ તુને ખબર નથી. પરંતુ તારા હીતને ધ્યાનમાં લઇને સર્વ આપત્તિનો નાશ કરનાર શ્રીહરિનું ધ્યાન ધરવા તત્પરથા.

૨૬ અરેરે! ધનના મદમાં આંધળા થઈ ગયેલા અને સંસારના મોહને લીધે બહેરા ખોળ થઇ ગયેલા તથા મિથ્યા અભિમાનથી ઉદ્ધત થઇ ગયેલા, અજ્ઞાની જીવડાઓ! તમે સંસારૂપી કેદખાનામાં મારૂં અને તારૂં એમ મમતા રૂપી બેડી વડે કેદી થઇ ગયા છો, અને તેથી દેવતા, ભિક્ષુક વિગેરે માટે પણ તમારાં ધનનો વ્યય કરતા નથી એવી રક્ષણ કરવાની તમારી પ્રીતિ વ્યર્થ છે.

૨૭ અનેક પ્રકારનાં દરદો જેવાંકે ઉધરસ, તાવ ભગંદર મહામેદ, કફ વિગેરે અનેક રોગથી પીડા થાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, પેટભરીને ખાઇ શકાતું નથી, નિદ્રા આવતી નથી, નિર્ધન સ્થિતિ ભોગવવી પડે છે આવી રીતે અનેક પ્રકારનાં દુઃખો પોતાની દૃષ્ટિથી જુવે છે છતાં પણ જીવ ભગવાનનાં ચરણનું સેવન કરતો નથી; અરેરે! આ સંસારરૂપી આવુંજ દુઃખ સમાયલું છે.

૨૮ અજ્ઞાની જીવો પુત્ર, પૌત્ર માટે રાત્ર દિવસ મનોરથો કર્યાં કરે છે અને વધારે સંસાર પાશમાં બંધાતા જાય છે અને છેવટે

તેમાંથી કોઇ પણ ઉપાયે છુટી શકતા નથી, માટે તેમાંથી છુટવા યત્ન કરો.

૨૯ હમેશાં સુજ્ઞ પુરૂષે એવાં કર્મ કરવાં કે ફરીથી ભવસાગરમાં ડુબી જઇ શોક કરવાનો દુ:ખકારક સમય આવે નહીં અર્થાત ઉત્તમ કર્મ કરવાં કે જેથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય.

૩૦ આ શરીરના સંતોષ માટે અનેક પ્રિય વસ્તુઓ સંપાદન કરી પરંતુ કાળાન્તે સર્વ વસ્તુઓ રમત માત્રમાં નષ્ટ થઈ જશે.

૩૧ હે મન ! સર્વ દેવોના પણ દેવ; સર્વ જગતના પિતા શ્રી મુકુન્દ ભગવાનનો ત્યાગ કરી આ અસાર સંસારમાં સ્વભાવથી ચંચળ શબ્દ, સ્પર્શ આદિ વિષયોમાં ભટકયા કરે છે અને સંસારમાં ભટકયા છતાં પણ હજુ શાંતિ થતી નથી એજ આશ્ચર્ય છે.

૩૨ ભક્તિયોગથી મનુષ્યમાત્ર ત્રિગુણાત્મક સંસારનો ત્યાગ કરી પરબ્રહ્મને પામે છે.

૩૩ નિત્ય નૈમિત્તિક સ્વધર્મ પાળવો, જેમાં હિંસા ન હોય તેવી નિષ્કામ ક્રિયાઓ નિત્ય કરવી, ઇશ્વર પ્રતિમાના હમેશાં શ્રદ્ધાથી દર્શન કરવાં, તેનો સ્પર્શ કરવો, પુજન, સ્તુતિ અને દંડવત્ પ્રણામ કરવાં, પ્રાણીમાત્રમાં ઇશ્વર છે તેવી ભાવના કરવી, પોતાના સમાન સાથે મિત્રતા કરવી, વૈરાગ્ય રાખવો, મહાત્મા પુરૂષોને માન આપવું, દીન ઉપર દયા કરવી આટલા ગુણો ધારણ કરવાથી ઇશ્વરમાજ તલ્લીન થઇ રહેવાય છે.

૩૪ જે મનુષ્ય સર્વે કર્મો કરી ઇશ્વરાર્પણ કરે છે, ઇશ્વરનુંજ ધ્યાન કરે છે, ભક્તિથી ઇશ્વરની ઉપાસના કરે છે તેનો પ્રભુ થોડાજ સમયમાં ઉદ્ધાર કરે છે.

૩૫ સંકલ્પ વિકલ્પવાળા મનને પ્રભુ વિષે સ્થિર કરવું અને નિશ્ચય કરી શ્રીહરિનું ખરા અંતકરણથી સ્મરણ કરવું જેથી પ્રભુ-પદ મળી શકે છે.

૩૬ કોઇ પણ પુણ્ય અગર કર્મો કરો તેમાં ફળની આશા રાખશો નહીં.

૩૭ પુરૂષ સુખ મેળવવાની આશાથી સ્ત્રીનું સેવન કરે છે, પરંતુ સેવન કરનારા પુરૂષના શરીરની કાંતિનો નાશ થાય છે, બળને હરે છે, અત્યંત ભ્રાંતિ ઉત્પન્ન કરે છે માટે વિવેકી પુરૂષોએ વિષયોથી દુર રહેવું.

૩૮ જીવના સ્થુળદેહને બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થ આવે છે, તેમ આ દેહ છોડી બીજા દેહમાં પણ જાય છે માટે ડાહ્યા પુરૂષોએ તે બાબત શોક કરવો નહીં.

૩૯ પરમાત્મા સર્વ વ્યાપક છે જેણે આખું જગત વિસ્તાર્યું છે તે અવિનાશીને જાણો.

૪૦ સુખ, દુઃખ લાભ, હાનિ સરખાં ગણી આ જગતમાં રહેવું.

૪૧ ભોગ, ઐશ્વર્યમાં આસકત થયેલા અને અનેક વિચારોના ભ્રમણામાં પડેલા માણસો પ્રભુ સ્તવન કરી શકતા નથી.

૪૨ જ્યારે તમારી ભટકી ગયેલી બુદ્ધિ વેદ, શાસ્ત્રનો પૂર્ણ રીતે અર્થ સમજી શકશે ત્યારેજ તમો ઈશ્વર ભકિતમાં લીન થઇ જશો.

૪૩ તમારા મનમાં રહેલા તમામ કામ ( સ્ત્રી, પુત્ર વિષય ) છોડી પોતામાં તથા સર્વમાં ઇશ્વર છે તેમ માનશો ત્યારેજ દૃઢ બુદ્ધિવાળા કહેવાશો.

૪૪ જ્યારે દેહમાં કોઇપણ પ્રકારનું દુઃખ મનમાં અસર ન કરે અને તે સંબંધી સુખમાં ઝંખના રહીત થઇ પ્રીતિ, ભય, ક્રોધ જેનાથી દુર રહે તેજ પુરૂષો પૂર્ણ જ્ઞાનવાળા કહેવાય.

૪૫ જ્યારે તમો દેહ, ઘર તથા સ્ત્રી, પુત્ર વિગેરેમાં સ્નેહ નહીં રાખો સારૂં અગર નઠારૂં મળતાં સારામાં આનંદ, નઠારામાં દુઃખ નહીં માનો ત્યારેજ તમો પૂર્ણ જ્ઞાની થયા સમજજો.

૪૬ કાચબો પોતાના સર્વ અવયવ ને મોઢું ઢાલની અંદર લઇ

શે છે તેવીજ રીતે પુરૂષોં પોતાના વિષયાદિકમાં રખડતી ઇન્દ્રિયો પાછી ખેંચી આત્માનંદ વાળી કરે તેજ ખરા જ્ઞાની કહેવાય.

૪૭ પરમેશ્વરને મેળવવા મહેનત કરનારા ડાહ્યા માણસોની ભટકેલી ઇન્દ્રિયો બલાત્કારે હલકા કામમાં લઇ જાય છે, માટે યોગ્ય વિચાર કરી વિષયોમાં ભટકેલી ઇન્દ્રિયોને નિયમમાં લાવી જે શ્રી પ્રભુનુંજ સ્મરણ કરે છે તેજ મનુષ્યને ધન્ય છે.

૪૮ જે માણસનું મન પોતાને વશ થયું છે, તે માણસ રાગ દ્વેશ રહીત થઇ પૂર્ણ જ્ઞાન મેળવી પ્રભુ સ્મરણ કરવામાંજ તત્પર રહે છે.

૪૯ અયોગ્ય માણસને સારી બુદ્ધિ હોતી નથી, ત્યારે તેવા માણસને સ્થિર બુદ્ધિ તો કયાંથીજ થાય ? જ્યાં સ્થિરબુદ્ધિ નથી ત્યાં સાચા ખોટાનો વિચાર કયાંથીજ હોય ? ( સાચા તે પરમેશ્વરને ખોટું તે જગત. )

૫૦ નદીયોનું પાણી સમુદ્ર પ્રત્યે જવા છતાં સમુદ્ર પોતાની મર્યાદા મુકતો નથી, તેમજ વિષયો જ્ઞાની મનુષ્ય પ્રત્યે પ્રારબ્ધ કર્માનુસાર આવી મળવા છતાં પણ જ્ઞાની પુરૂષનું મન ડગતું નથી.

૫૧ આ સંસારના અનેક વિષયો ભોગવ્યા છતાં પણ માણસને સંતોષ થતો નથી અને વધારે વિષયો મેળવવા યત્ન કરે છે, જેમ અગ્નિમાં ગમે તેટલું ઘૃત હોમવા છતાં અગ્નિ તૃપ્ત થતો નથી તેમજ પરિણામે વિષયો દુઃખદાઇજ છે માટે તેટલેથીજ સંતોષ માનો.

૫૨ ઇશ્વરને જેવા ભાવથી ભજશો તેવાં ફળ મળશે. સકામવૃત્તિથી ભજનારને તેની ઇચ્છા અનુસાર ફળ મળે છે, નિષ્કામવૃત્તિવાળાને નિષ્કામ કર્મનું ફળ મળે છે.

૫૩ સુખ, દુઃખ, તડકો, છાંયો વિગેરે દ્વંદ જાળથી છુટેલો માણસ વગર મહેનતે જન્મમરણના બંધનથી છુટે છે.

૫૪ એકજ પરમેશ્વરને પામવાને જુદા જુદા ધર્મરૂપી અનેક

રસ્તા ઓછે, જેમ અમુક ગામ એકજ છે પણ તે ગામ જનારાઓને રસ્તાઅનેક છે તેમજ કોઇ પણ ધર્મ ઇશ્વરને પામવાનો રસ્તોજ બતાવે છે જેને જે યોગ્ય લાગે તે ગ્રહણ કરી ઇશ્વર સ્મરણ કરો.

૫૫ પ્રથમ કર્મ કર્યા પછી જ્ઞાન પ્રાપ્ત થાય છે, કર્મ કર્યા વગર જ્ઞાન મળતું નથી.

૫૬ કમળપત્ર જળમાં રહી જળથી પલળતું નથી તેમ હે ભાઇઓ તમે સંસારમાં રહી સંસારથી લુપ્ત થતા નહીં.

૫૭ સગા, મિત્ર, શત્રુ, ઉદાસી, સારાં, નરસા માણસોમાં સમબુદ્ધિ રાખનાર માણસ મુકત કહેવાય છે.

૫૮ દૈવેચ્છાથી મળેલી વસ્તુ ઉપર પણ ઇચ્છા રહીત રહેવું, બાહ્ય તથા આંતર શૌચથી પવિત્ર રહેવું, આળસ રાખવો નહીં, પક્ષપાત કરવો નહીં, ઉપાધી રહીત રહેવું અને ઇશ્વરમાં દઢ ભાવ રાખવો.

૫૯ જેને ઇશ્વરનું જ્ઞાન સમજવામાં આવ્યું નથી તેને વ્યર્થ પાંડીત્ય વાળો જાણવો.

૬૦ પોતાના ગુણ વખાણ કરવા નહીં, દંભ રાખવો નહીં, બીજાને પીડા કરવી નહીં, સહનશીલતા, સરળતા, સદ્ગુરૂની સેવા, સન્માર્ગમાં એકનિષ્ટા, શરીર સંયમ, ઇન્દ્રિયાદિક વિષયોમાં વૈરાગ્ય, જન્મ મૃત્યુ જરા વ્યાધિ વિષે વારંવાર દોષ જોવા, પુત્ર, સ્ત્રી, ઘરબાર પર પ્રેમ રહિત રહેવું, સારી નરતી વસ્તુનો લાભ થતાં સમાન માનવું, ઈશ્વિરપર દઢ શ્રદ્ધા રાખી એકાંતમાં બેસી ભકિત કરવી, અજ્ઞાની લોકોમાં રહેવું નહીં.

૬૧ મન અતિ ચંચળ છે છતાં પણ અભ્યાસથી વશ થઇ શકે છે.

૬૨ જે માણસ મનને રોકી શકતા નથી, અને વ્યર્થ મોઢેથી ઇશ્વર વિષે બોલે છે તેને ઇશ્વર મળી શકતા નથી. મનને રોકી ઇશ્વરનુ ધ્યાન કરવાથી તે મળી શકે છે.

૬૩ જે માણસ મરણ સમયે પણ પ્રભુમાં ચિત્ત રોકી તેનું સ્મરણ કરે છે તે પણ તેના ધામને પામે છે તો પછી રાત્રી દિવસ તેનું રટન કરનારા પ્રભુપદને પામે તેમાં આશ્ચર્ય શું ?

૬૪ ફરી ફરી અનેક જન્મો થાય છે, પણ ઇશ્વરનું ભજન કરી તેમાંજ લીન થઇ રહેનારા ફરી જન્મ મરણને પામતા નથી.

૬૫ જેનાથી આ સર્વ જગત વ્યાપી રહેલુ છે તે પરમ પુરૂષ શ્રી મુકુન્દમોરારી પ્રભુ ફકત એકાગ્ર ભકિતથીજ વશ થઇ શકે છે.

૬૬ કલીયુગમાં અનેક વર્ષો તપશ્ચર્યા કરવાની જરૂર નથી, ફકત એકજ નિષ્ટાથી ભકિત કરવાથી શ્રીહરિ સાક્ષાત દર્શન આપે છે.

૬૭ ભગવાનને ભજનારા પુરૂષો સ્વર્ગથી પણ પર અક્ષર ધામ ( મોક્ષ ) ને પામે છે કે ફરીથી જન્મ મરણ થતુંજ નથી.

૬૮ એક પ્રેમથી પુષ્પ, ફળ અગર જલ ઇશ્વરને અર્પણ કરશો તો પણ પ્રભુ સંતુષ્ટ થશે, લાખો રૂપીઆના જવાહીર ખર્ચ કરેથી વગર પ્રેમે પ્રભુ સંતુષ્ટ થવાના નથી.

૬૯ રાત્રી દિવસ ઇશ્વર સ્મરણ કરો, કીર્તન તથા હરી કથામૃત શ્રવણ કરો જેથી કલ્યાણનો માર્ગ મળે છે.

૭૦ ભગવાને મનુષ્ય જન્મ છેલ્લી પરીક્ષાનો આપ્યો છે તેમાંથી જે ઇશ્વરભજન કરી ન શકયા તે ફરીથી લક્ષ ચોરાશીના ફેરામાં પડવાના. માટે જો તે ફેરો ન ફરવો હોય તો શ્રીહરિને ભજો.

૭૧ ઉપરનાં બોધવચનો સમજવા સદ્ગુરૂ અથવા સત્સંગની જરૂર છે, સત્સંગથીજ માણસ પોતાનું જીવન ઉચ્ચ પ્રકારનું બનાવી શકે છે.

**आलोक्यं सर्व शास्त्राणि विचार्य च पुनः पुनः ॥**
**इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥**

સર્વ શાસ્ત્ર જોયાં ફરી ફરી વિચાર કરી આખરે સર્વ માન્ય શ્રેષ્ઠ એક નારાયણજ છે એમ નક્કી કરી તેવા પ્રભુનું હું સ્મરણ કરૂં છું.

॥ इति. ॥

# પ્રાર્થના.



હે સચ્ચિદાનંદ ઘન ! હે કરૂણા નિધાન ! હે સર્વેશ્વર !
હે દિન દયાળ ! હે સર્વોત્તમ પ્રભુ ! હુ અજ્ઞાની પ્રાણીપર
દયા કરો, હું રાંક છું, અધમ પ્રાણી છું, આપને શરણે આવ્યો છું.
પ્રભુ ! મને આ મોહમય સંસારમાં આપનાં ચરણની ભકિત
આપી પંચવિષય ( કામ, ક્રોધ, મદ, મોહ, લોભ ) થી બચાવો.
મને લોકો તરફનું માન જોઇતું નથી. મને સંસારના પદાર્થોપર
આસકિત નથી, નિશદીન આપની ભકિત કરી અંતકાળે મારૂં
મન આપનાજ ચરણમાં રખાવી આ ક્ષણભંગુર દેહનો નાશ
થતાંજ આપના ચરણમાં લેશો. મારા કરોડો અપરાધ આપ—
ક્ષમા કરો. હે દયાળુ ! હું આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

દિનકિંકર—લજ્જાશંકર.



# પુષ્પાંજલી.

જન્મી જગે ન કીધું શુભ કર્મ એક;
મિથ્યા તજી ન સાધ્યો કદીએ વિવેક;
ના કામ ક્રોધ રિપુને દીધા હઠાવી,
માગું ક્ષમા વિભુ આયુ વૃથા વિતાવી.— ૧

ના ઇશપ્રીતિ મહીં અંતર વૃત્તિ દીધી,
ના ભાળ લેશ રંક જનોની લીધી;
મિથ્યા ભમ્યો ન નિરખ્યા હરી હર્ષ લાવી,
માગું ક્ષમા વિભુ આયુ વૃથા વિતાવી.— ૨

જ્ઞાની બની ન દીધાં વિષયો વિસારી,
ભક્તિ ગ્રહી ન કરમાં જપમાળ ધારી;
ચિત્તે રટી ન પ્રભુધ્યાન ધ્વની જગાવી,
માગું ક્ષમા વિભુ આયુ વૃથા વિતાવી.— ૩

શેવ્યા કદીય નહિ ઇશ પવિત્ર પ્રીતે,
આપ્યું ન ધન દીનની ધરી દાઝ ચીત્તે;
શયને કદીય સ્વપ્ને પ્રભુ મૂર્તિ નાવી,
માગું ક્ષમા વિભુ આયુ વૃથા વિતાવી.— ૪

ન્હાયો નહીં કદી ત્રિવેણી તટે જઇને,
ગાયા ન ઇશ શાન્ત ચિત્તે થઇને;
દીધી ગુમાવી ઉત્તમ નરકાય આવી,
માગું ક્ષમા વિભુ આયુ વૃથા વિતાવી.— ૫